

# સુબોધ ભજન સંગ્રહ

## ભાગ ૧ લો



સંગ્રહકર્તા:—

સ્વામીશ્રી શિવાનંદજી મહારાજ

( ગુજરાત )

પ્રથમ આવૃત્તિ: ૨૦૦૦

| વિક્રમ સંવત | દયાનંદાબ્દ | આર્ય સંવત્સર |
| --- | --- | --- |
| ૧૯[illegible] | | ૧૯૭૨૯૪૯૦૨૬ |



અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

( આર્ય સમાજ નિયમ ૮ મો )



પ્રકાશકઃ—

ચરોતર પ્રદેશ આર્ય સમાજ
— કાર્યાલય આણંદ —
ની વતી
મણિલાલ ભોગીલાલ ઘડીઆળી
પુસ્તકાધ્યક્ષ

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
પ્રકાશકને માટે છાપ્યું. તા. ૨૮–૯–૨૫

ઓ૩મ

૧૨૭૫૮

# પ્રારંભિક વિવેચન

"ચરોતર પ્રદેશ આર્ય સમાજ" એ એક આઠ માસનું નાનું બાળક છે. તેને પાળીપોષી મોટું કરવાની મહાન જોખમદારી તેના તમામ સભાસદોના ઉપર રહેલી છે. બાળકનો જન્મ થાય છે ત્યારે માતા પિતાને માથે જોખ-દારી આવી પડે છે. તેને પોષણ મળે એવા દરેક ઉપાયો માબાપ સંભાળથી લે છે, અને તે પુરુષાર્થનું ફળ, તે બાળક યુવાનીમાં આવે છે ત્યારે તેના પોષકને વ્યાજ સાથે પાછું મળે છે.

એક માળી અગર ખેડુત પોતાના બગીચા કે ખેતરમાં આંબાનું વૃક્ષ રોપે છે. રોપ્યા પછી તે કુમળા છોડને આસપાસની ઉપાધિઓથી બચાવવા તેઓ પુરતી સંભાળ રાખે છે; તેના મૂળમાં ખાતર પૂરે છે; પાણી પાય છે: ઢોર ઢાંખરથી રક્ષણ કરવા માટે તેની આજુ બાજુ મજબુત વાડ બનાવે છે. પરિણામે પાંચ સાત વર્ષમાં તે આંબાનું વૃક્ષ મોટું થાય છે અને તેના પોષનારને મધુરાં ફળો આપે છે તેની યોગ્ય ઉમર થતાં તેના ધણીની ચિંતા ઓછી થાય છે અને એટલું બધું બળવાન બની જાય છે કે પ્રચંડ હવાની આંધી અને વટોળીઆની સામે પણ ગંભીરતાથી ખડું રહે છે, ભારે વરસાદ કે કોઇ પશુપંખી તેને નુકશાન કરી શકતું નથી.

એ પ્રમાણે "ચરોતર પ્રદેશ આર્ય સમાજ" રૂપી વૃક્ષ ચરોતર રૂપી ક્ષેત્રના મધ્ય સ્થળ આણંદમાં રોપવામાં આવ્યું છે. તેને ઉછેરવાની જવાબ-દારી. ચરોતર પ્રદેશમાં વસતા સઘળા આર્ય બંધુઓને શિર છે. આ વૃક્ષને તેના સભાસદ થઇ લવાજમ રૂપી પાણી પાઇ અને દાન રૂપી ખાતર નાખી પોષવાની જરૂરીઆત છે. જો તેને આ રીતે પોષવામાં આવશે તો યોગ્ય ઉમર થએ તે ફુલી ફળી મોટું વૃક્ષ થશે, અને તેનાં મધુરાં ફળ આપણને અને આપણી પ્રજાને મળશે. અને આપણી પ્રજા આપણા આ કાર્યથી ઉપકારી થઇ આપણાં યશોગાન ગાશે.

જ્યારે ચારે તરફથી હિંદદેવી આર્તનાદ કરી રહી છે, તેનાં બાળકો મહાન્ અજ્ઞાનરૂપી ગર્તમાં ગબડયા કરે છે, વિધર્મીઓ ચારે બાજુથી આર્ય સંસ્કૃતિનો નાશ કરવાને ભિષણ ષડયંત્રો રચી રહ્યા છે તે વખતે

તેના આર્ય સુપુત્રોને માથે કેટલી મોટી જવાબદારી છે ને ભાગ્યેજ જણાવવાની જરૂર છે. આ જોખમદારીનો ખ્યાલ આપણા આર્ય બંધુઓને થોડે થોડે થવા લાગ્યો છે, એ ઘણા હર્ષની વાત છે.

આ સમાજે—મંદિર બંધાવી તેમાં બ્રહ્મચર્યાશ્રમ ખોલવાની, સભાસદો વધારી તેનું સંગઠન બળે પોષવાની, ઉપદેશકો રાખી વેદપ્રચાર કરવાની અને નાનો નાનો ટ્રેકટો છપાવી વેદના જ્ઞાનનો ફેલાવો કરવાની—પ્રવૃત્તિ શરૂ કરી છે. મંદિરને માટે મંદિરફંડ ખોલી તેનુ ઉઘરાણું ચાલુ કરેલું છે જેમાં દાનદાનાઓ દાન આપે છે. ચરોતરમાં વસતા આર્યો આ સમાજના સભાસદો બની વાર્ષિક લવાજમ આપે છે જેથી આ ફંડની સ્થિરતા થયે થોડા જ વખતમાં કાયમને માટે એક ઉપદેશકની નીમણુંક થનાર છે, જે આ પ્રદેશમાં સતત પ્રચારનુ કાર્ય કરશે. ત્રીજી બાબત ટ્રેકટો છપાવી જ્ઞાનપ્રચાર કરવાની છે, જેનો આરંભ આ પુસ્તકથી થઇ ગયો છે. આ કાર્ય માટે આર્ય ભાઇ મ. દેશાઇભાઇ લલ્લુભાઇ ધન્યવાદને પાત્ર છે કે જેમણે આ પ્રવૃત્તિનો આરંભ કરવાને ઉદારતાથી મદદ કરી છે.

આ પ્રથમ પુષ્પના ઉત્પાદક મ. દેશાઇભાઇ લલ્લુભાઇએ છપાવવાનો બધો ખર્ચ આપી મોટી સહાયતા કરી છે. મ. દેશાઇભાઇનો જન્મ પાટીદાર કોમમાં થએલો છે. તેઓશ્રી શ્રીમત સરકાર ગાયકવાડ રાજ્યના પેટલાદ તાલુકાના ભુરાકુઇ ગામના વતની છે. તેમના હૃદયમાં આર્ય સભ્યતા અને જાહોજલાલી પુનઃ સંપાદન કરવાની મોટી ધગશ લાગેલી છે. તેઓને વૈદકનું થોડું ઘણું જ્ઞાન હોવાથી ગામના અને આજુબાજુના રોગીઓને દવા આપી પરોપકારનું કાર્ય કરી રહ્યા છે. કુટુંબમાં ચાલતા આવેલા વલ્લભ સંપ્રદાયી ગોસાઇજી મહારાજના ધર્મમાં તે હતા. પરંતુ તે પંથની અંદરની કુપ્રથા જોઇ તે તરફ તેમને ઘૃણા ઉત્પન્ન થઇ. અને રામાનુજ સંપ્રદાયનો અંગીકાર કર્યો. તેમાં પણ કેટલીક અસંભવ વાતો જાણી તેના પરથી પણ તેમની શ્રદ્ધા ઉઠી ગઇ. ત્યારબાદ એક દિવસ આ પ્રદેશના ગાડા ગામે કંઇ પ્રસંગોપાત જવાનું થયું, ત્યાંની લાયબ્રેરીમાં સત્યાર્થ પ્રકાશ તેમના વાંચવામાં આવ્યો. ત્યારથી તે ખરા વેદાનુયાયી બન્યા, અને દ્વિજત્વનું ચિહ્ન ઉપવિત જે ઘણા વખતથી કાઢી નાખેલું તે તેમણે ધારણ કર્યું, અને સંધ્યાદિ નિત્યકર્મ કરતા થયા. અને હાલમાં સ્વાધ્યાય કરી પોતે ઉત્તરોત્તર પોતાના જ્ઞાનમાં વધારો કરો રહ્યા છે. તેઓ વિશેષ ધન્યવાદને

પાત્ર એટલા માટે છે કે સમાજની આ પ્રકારની પ્રવૃત્તિનો આરંભ તેમના હાથે થયો છે.

ભુરાકુઇ નિવાસી

॥ परोपकाराय सतां विभूतयः ॥



॥ સજ્જનોનું ધન પરોપકારને માટે છે. ॥

આ પ્રથમ પુષ્પના જન્મદાતા

મ. દેશાઇભાઇ લલ્લુભાઇ આર્ય

જન્મ સંવત ૧૯૬૦

સત્યાર્થપ્રકાશમાંથી વિષયવાર ટ્રેકટો તેમજ સંસ્કાર વિધિના ૧૬ સંસ્કારનાં ટ્રેકટો અને અન્ય વૈદિક ધર્મનું રહસ્ય સમજનારાં ટ્રેકટો છપાવી પ્રસિદ્ધ કરવાની ઘણી આવશ્યકતા છે. વળી શ્રીમાન્ પંડિત સાતવલેકર

રચિત પુસ્તકોનું ગુજરાતી ભાષાંતર કરવાની પણ ઘણીજ જરૂર છે. આ તરફ રૂચી ધરાવનાર દાન, દાતારો મળી આવેથી આ કાર્ય વધતુ જશે. ટ્રેકટને પ્રસિદ્ધ કરવાનુ ખર્ચ આપનાર દાન દાતાનો ફોટો તે ટ્રેકટ સાથે જોડી તેનું ટુંકુ જીવનવૃતાંત પણ સાથે તે ટ્રેકટ જોડવામાં આવશે.

આ પ્રમાણે છપાએલાં પુસ્તકો ખલાસ થએ તેનાં ઉપજેલાં નાણાં-માથી તેની બીજી આવૃત્તિ કાઢવામાં આવશે. અને ટ્રેકટો છપાવનારનું નામ તેના ફોટા સાથે ચિરસ્થાયી થશે આથી ધનિક આર્ય પુરૂષોને અમારી પ્રાર્થના છે કે તેઓ આ તરફ પોતાનો ઉદાર હાથ લંબાવે, અને વૈદિક ધર્મનો પ્રચાર કરવાનું પુણ્ય લે.

આ પુસ્તકમાં સંગ્રહ કરેલાં ભજનો સ્વામી શ્રી શિવાનંદજી મહારાજ જેઓ એક શાન્ત અને વયોવૃદ્ધ સંન્યાસી છે. તેઓ પોતાના પ્રવચનમાં ગાતા. આ ભજનોનો મોટો ભાગ મહુવા બંદર નિવાશી કવિ વલ્લભદાસ પોપટલાલ વૈશ્યનો છે બાકી કવિ મહારાણીશંકર, પંડિત હરિશંકર વિદ્યાર્થી, માસ્તર બળદેવ, ઋષિરાજ, વગેરનાં છે. આરતી પહેલાંનાં ત્રણ ભજનો ભૂલાશંકરનાં છે. આ ભજનો લોકહિતાર્થે છપાએલાં હોવાથી સંગ્રહ કર્તા તરીકે સ્વામીજીનો તથા લેખકોનો આ સમાજ તરફથી આભાર માનવામાં આવે છે. સર્વ સુરી ભાઇઓ આ ભજનો વાંચી સુબોધ લેશે તો સ્વામીજીનો તેમજ લેખકોનો પ્રયત્ન સફળ થયો ગણાશે.

આર્ય સમાજ મંદિર,<br>આણંદ<br>સં. ૧૯૮૧ ભાદ્રપદ<br>કૃષ્ણાષ્ટમી

લિ. ભવદીય<br>બાપુભાઇ કુબેરદાસ પટેલ<br>ભૂલાશંકર જગજીવન પંડિત<br>મંત્રીઓ

# સુબોધ ભજન સંગ્રહ

## ભાગ ૧ લો



### ભજન ૧

( રાગ દરબારી કાનડો )

ઓરૂમ્ નામ સર્વોત્તમ ઇશ્વરનું,
વેદ સકળનું સત્ય તત્વ એ અ, ઉ, મ, ત્રણ અક્ષરનું. ટેક
વિરાટ અગ્નિ વિશ્વ અકારે હિરણ્યગર્ભને વાયુ ઉકારે
ઇશ્વર આદિત્ય પ્રજ્ઞ મકારે તત્ સત્ ચિત્ આનંદનું. ઓરૂમ્
પ્રાણુતણો આધાર ખરો ભૂ: અપાન સુખરૂપ ભુવ: સ્વયંભુ
સ્વ: વ્યાન વ્યાપક સર્વેમાં જ્ઞાન વ્યાહૃતિ પદનું. ઓરૂમ્
જગના ધારક જનક દેવનું ધ્યાન યોગ્ય તે શુદ્ધ સ્વરૂપનું
ધારણ કરીએ અમે લોક સહુ યોગ ચિત્તનું હરનું. ઓરૂમ્
જેથી પ્રેરે બુદ્ધિ અમારી શ્રેષ્ઠ ધર્મ કર્મોમાં વાળી
ધર્મ, અર્થ, શુભકામ મોક્ષદા પદ તે છે શંકરનું. ઓરૂમ

---

### ભજન ૨

( ગઝલ )

વિધાતા તું હમારા હે તું હી વિજ્ઞાન દાતા હે,
વિના તેરી દયા કોઇ નહિં આનંદ પાતા હે.

તિતિક્ષા કી કસૌટીસે જીસે તું જાંચ લેતા હૈ,
ઉસી વિશ્વાધિકારીકો અવિશ્વાસેં છુડાતા હૈ. ૨
સતાતા જો ન ઔરોંકો ન ધોખા આપ ખાતા હૈ,
વહી સદ્ભક્ત હૈ તેરા સદાચારી કહાતા હૈ. ૩
સદાજો ન્યાયકા પ્યારા પ્રજાકો દાન દેતા હૈ,
મહારાજા ! ઉસીકો તું બડા રાજા બનાતા હૈ. ૪
તજે જો ધર્મકો ધારા–કુકર્મોં કો વહાતા હૈ,
ન ઐસે નીચ પાપી કો કભી ઉંચા ચઢાતા હૈ. ૫
સ્વયંભુ–શંકરાનંદી તુઝે જો જાન લેતા હૈ,
વહી કૈવલ્ય–સત્તાકી મહત્તામેં સમાતા હૈ. ૬

---

### ભજન ૩

( કવાલી )

અજબ હૈરાન હું ભગવન ! તુમે કયોં કર રીઝાઉં મૈં
નહિ કોઇ વસ્તુ હૈ ઐસી જીસે સેવામેં લાઉં મૈં
કરૂ કીસ તોરે આવાહન તુમી હાજર હો હરજાં
અનાદર હૈ બુલાને કો અગર ઘંટી બજાઉં મૈં
તુમી હો મૂર્તિ મેં હાજર તુમી વ્યાપક હો ફુલોં મેં
ભલા ભગવાન પર ભગવાન કો કૈસે ચઢાઉં મૈં
લગાના ભોગ કુછ તુમકો બડા અપમાન કરના હૈ
ખીલાતા હૈ જો સબ જગકો ઉસે કૈસે ખીલાઉં મૈં
તુમારી જ્યોતીસેં રોશન હૈં સૂરજ ચંદ્ર ઔર તારે
મહા અંધેર હૈ તુમકો અગર દીપક દીખાઉં મૈં
ભુજાએં હૈ ન ગર્દન હૈં ન સીના હૈં ન પેશાની
તુમી નિર્લેપ નારાયણ કહાં ચંદન લગાઉં મૈં

---

## ભજન ૪

( એ માતૃભૂમિ તેરે ચરણોમેં શીર નમાઉં-એ રાગ )

દેખોતો સ્વામી કૈસા ઉપકાર કર ગયા હૈ,
ભારત નિવાસીઓં કો બેદાર કર ગયા હૈ. ટેક
બેહોશ બે ખબર હમ સોયે હુએ પડે થે,
સબકો જગા જગા કર હુશિયાર કર ગયા હૈ. દેખો૦
ભારતકી દુર્દશામેં કોઇ કસર નહીંથી,
કરકે સમાજેં કાયમ શુભકાર કર ગયા હૈ. દેખો૦
વેદોં કા નામ તક ભી જાને નહિ થા કોઇ,
વહ હર જગહપૈ ઉનકા પરચાર કર ગયા હૈ. દેખો૦
વેદોંકા ભાષ્ય કરકે વિ-ા વ યોગ બલસે,
સચ્ચે ધરમકા જગમેં વિસ્તાર કર ગયા હૈ. દેખો૦
સંસ્કૃત વ માતૃભાષા જો હો ચુકીથી મુર્દા,
ઉસકો પુનઃ જીલાકર જાંદાર કર ગયા હૈ. દેખો૦
હિન્દુ ગુલામ કાફિર જો હો ગએથે આર્યો,
આર્યો બનાકે ઉનકો સરદાર કર ગયા હૈ. દેખો૦
મત ઔર મતાંતરોંકી દિવાર ઔર કિલોંકો,
યુક્તિ કે ફાવડેસેં મિસ્માર કર ગયા હૈ. દેખો૦
ગુરુકુલકા યહ તરિકા બતલાકે આર્યોં કો,
બ્રહ્મચર્ય આશ્રમકા ઉદ્ધાર કર ગયા હૈ. દેખો૦
હોને ન પાવે કોઈ ઇસાઇ ઔર મુસલમાં,
યું આર્યોકી સેના તૈયાર કર ગયા હૈ. દેખો૦
બેકસ અનાથ બચ્ચે લાવારસી જો થાં હૈ,
સબ આર્યોંકો ઉનકા ગમખ્વાર કર ગયા હૈ દેખો૦
કયોં કર ભલા સમાવે કુજેમેં બહરે આજમ,
કયોં કર બયાં હો સારે જો કાર કર ગયા હૈ. દેખો૦
માને ન માને કોઈ પરહક તો યહ હૈ સાલિગ,
બાગે ધરમ કો સ્વામી ગુલજાર કર ગયા હૈ. દેખો૦

## ભજન ૫

( બલીહારી રસિયા ગીરધારી સુંદર શ્યામ-એ રાગ )

કીધાં જન સુખનાં સુંદર કામ દયા ધરી મનમેં,
દયાનંદસ્વામી સ્નેહે પ્રણમીએ રે. સુંદર કામ૦
ભારત ભિખારી દેખી તુજ તન ત્રાસ્યું રે,
દીધાં સંસારી સુખો ત્યાગી. સુંદર કામ૦
ચેતન ચિતમાં ચોંટાડી જડની જડ કાઢી રે,
દીધો પોપોનો પડદો ખોલી. સુંદર કામ૦
સંધ્યા જપ તપની રૂઢી ગુરુજીની સેવા રે,
દીધી ભારત પુત્રોમાં પ્રગટાવી. સુંદર કામ૦
સર્વે સુખોનું સાધન ગુરુકુળ સ્થાપી રે,
છેવટ વિષ પાને દેહત્યાગી. સુંદર કામ૦
અગણિત ઉપકારે સ્વામી અમને દબાવ્યા રે,
સ્નેહે નમસ્તે લેજો સ્વીકારી. સુંદર કામ૦

---

## ભજન ૬

( સૈનિકોનું ગીત )

( ભુજંગી છંદ )

દયાનંદ કે વીર સૈનિક બનેંગે,
દયાનંદ કા કામ પુરા કરેંગે. ૧
ઉઠાયેં ધ્વજા ધર્મકી હમ ફીરેંગે
ઉસીકે લીયે હમ જીયેંગે મરેંગે. ૨
ગુંજાયેંગે વેદોંકો હમ ગીત ગાકર,
દીખાયેંગે દુનિયાં પુરાની બનાકર. ૩
ઉજાડેંગે શહરોં કો જંગલ બસા કર,

બીતાયેંગે જીવન કો સચ્ચા બના કર. ૪
ઉઠાયેંગે ઋષિઓંકી આવાજકો હમ,
બનાયેંગે ફીર સ્વર્ગ સંસારકો હમ. ૫
મીટાયેંગે સબ સંપ્રદાયોંકો મતકો,
બનાયેંગે ફીર આર્ય સારે જગતકો. ૬
વહી પ્રેમ ગંગા યહાં ફીર વહેગી,
જો સંસારકી તાપમાલા હરેગી. ૭
કહેગા જગત ફિરસે એક સ્વરમેં સારા,
વહી વૃદ્ધ ભારત ગુરૂ હૈ હમારા. ૮

---

ભજન ૭

## ગુરુકુલથી લાભ

( " એ માતૃભૂમિ તેરે " )

વૈદિક ધર્મકી શિક્ષા ગુરુકુલસેં લાભ હોગી ટેક
બ્રહ્મચર્ય આશ્રમ જો બુનીયાદ આશ્રમોંકી,
ઇસકે વિના તુમારી આયુ ખરાબ હોગી. વૈદિક૦
તાલીમ આજ કલ જો ભારતમેં હો રહી હય,
વહ એક દિન તુમારે શિર પૈ અઝાબ હોગી. વૈદિક૦
હર્બર્ટ ઔર ન્યુટન જો કોલેજમેં યાદ આવે,
ઋષિઓંકી હાય હીસ્ટ્રી તુમ સબકો ખ્વાબ હોગી. વૈદિક૦
વેદોંકો છોડ દેંગે બચ્ચોં કે ગીત કહકર,
જબ હાથમેં તુમારે બાઇબલ કિતાબ હોગી. વૈદિક૦
દિન ઔર તિથિકોં ભૂલે સંવત ન યાદ હોગા,
તારીખ ઔર સન સે ગીન્ના હિસાબ હોગા. વૈદિક૦
જીન ભોજનોંસે પ્રતિમા હોતીથી સત્વ ગુણકી,
ઉનકી જગહ પર જહાં કલીયા પુલાવ હોગી. વૈદિક૦

હોટલમેં જાકે સામીલ હોગી તુમારી સંતાન,
ભોજન કબાબ હોગી બોતલ શરાબ હોગી. વૈદિક૦
સ્ત્રી પુરુષકી સંજ્ઞા હોગી નહિ કીસીકો,
સહધર્મંણી તુમારી જોડી ચુનાવ હોગી, વૈદિક૦
કરતે હો કામ ઉલટે ચાહતે હો ઉન્નતિકો,
રફ્તાર ફીર તુમારી કૈસી બનાવ હોગી. વૈદિક૦
વૈદિક ધર્મ કે પ્યારો ભારત કે રહનુમાઓ,
સચ્ચી સ્વદેશ ભક્તિ વેદોંસે લાભ હોગી. વૈદિક૦
ઇસ વાસતે યહ પ્યારો સ્વામીને જો કહા હૈ,
આજ્ઞા ઉસી ઋષિકી બસલા જવાબ હોગી. વૈદિક૦
ૐ વાસુદેવ નિશદિન વેદોંકા નામ હોગા,
તબહી તુમારી ઇજ્જત ઔર મુહપૈ આબ હોગી. વૈદિક૦

---

## ભજન ૮

### દાનનો દુરુપયોગ

દાન દુષ્કૃતિ દેશને નડે દાન દુષ્કૃતિ દેશને નડે,
બહુ પીડ પરિણામે પડે દાન દુષ્કૃતિ દેશને નડે. ટેક
બ્રાહ્મણ ભટ્ટાને લંગોટા કર લેવાને લડે,
છોકરીઓને છેતરવાના ઘાટ ઘણેરા ઘડે. દાન૦
મફતનું ખાવું સુવું મસીદે તેથી ચાળે ચડે,
કેફ કરી નુકસાન કરે બહુ કેડે પડે આખડે. દાન૦
મૂર્ખ મનુષ્યો નથી સમજતા રિદ્ધિ ગયા પછી રડે,
ધન જ્યારે પાસે હોય ત્યારે શીર રહે નહિ ધડે. દાન૦
લક્ષ્મી ખરચી લ્હાવો લેવા ગાંડા જનમાં ગડે,
સારી બુદ્ધિ સૂઝે ક્યાંથી જોર કમાઇનું કડે. દાન૦
આંધળું પરંપરાથી ચાલ્યું ઉપયોગ નહિ આવડે,
ઉલટો ઉદ્યમને વણસાડે અવળાં દાનો વડે. દાન૦

અણુસમજુને કદી અણુધારી સંપત જો સાંપડે,
કીર્તિ દાન કરવા માંડે છે. પગ રાખી પાગડે દાન૦
બાપ દાદાઓ તો બેઠાતા નાણાંના નાવડે,
કદી પૈસો ખૂટતો નહિ એનો ઉઝરડતાં પાવડે. દાન૦
પણ માગનારાં આટલાં બધાં કદી નહોતાં તે તાકડે,
આજે તો ભિખારી વગરની ખાલી જગ્યા નવ જડે. દાન૦
ઉદ્યમી કરતાં નિરુદ્યમી જન ઝાઝાં દર ગામડે,
આળસુ એદી ને ઉધમાતી નિત્ય અમથાં આથડે. દાન૦
ખાવાનું ખૂટે જ્યારે ત્યારે રૂવે વદન રાંકડે,
મૂરખ જાણે તેહ ટળે નહિ જેહ લખ્યું આંકડે. દાન૦
ગામ સીધાવે સાથે વાવડ વીવાના વાવડે,
મૂછ મરડી બેસે છે પડે બંકા થઇ બાંકડે. દાન૦
બ્રાહ્મણ ભેગા થઇને ચુરમું થાળીમાં થાબડે,
ઘી ઓછું આપે ત્યાં એને ચોર કહી ચડભડે. દાન૦
વહેમી બનાવે વનિતાને ગાય કથા રાગડે,
નવરા નારીને ધુતે છે મારોને ખાસડે. દાન૦
ડીલ નગ્ન દર્શાવી કાઢયું નખોદીઆ નાગડે,
હવે કહો શું એને કહેવું ચઢયા વહેમ ચાકડે. દાન૦
હાથ પગાળાંને આપ્યાથી નુકસાનો નીવડે,
ઉદ્યમ ઘટતાં નીજ બાળકની દશા બહુ બીગડે દાન૦
છે પૂરણ પાપી ઇશ્વરના અપરાધી એ વડે,
વિનતિ વલ્લભદાસ વણીકની બાંધોને ગાંસડે. દાન૦

---

## ભજન ૯

### ભારતના ભિખારીઓ

ભરતખંડે ભિખારી આજ બહુ વધ્યા રે, જેણે દેશ કર્યો પાયમાલ. ટેક
જોગી જતી અતિતને ગોસાંઇજી રે, સાધુ બાવા ચોખા બળવાન. ભરત૦

બ્રહ્મચારી સંન્યાસી અને બ્રાહ્મણો રે, ખાઇ કર્યું ખેદાન મેદાન. ભરત૦
લાખો લાગા લોકોમાં લેવાય છે રે, થાય ઉંધો એનો ઉપયોગ. ભરત૦
બન્યા એથી જનો બહુ આળસુ રે, પુન્ય દાને ટાળ્યો ઉદ્યોગ ભરત૦
ગામે ગામ ગણ્યાય નહિ એટલા રે, ટોળાંબંધ બન્યા મસ્તાન. ભરત૦
એદી આઝા કુધોગી જનથી રે, ગોર ઝાઝાને થોડા યજમાન. ભરત૦
લોટ ચપટી ચપટી ઘેરે ઘેરથી રે, ઉઘરાવી ખાતાં નથી લાજ. ભરત૦
ગણે ધંધો પોતાના કુળનો રે, મૂકો કહેતાં જતો રહે મિજાજ. ભરત૦
કંઇક ટેલ નાખે છે ટેલીઆ રે, કંઇક કાઢે કંકુ નાળિએર. ભરત૦
કંઇક વાંચે બનીને વ્યાસજી રે, ઘણું એમાં અંતે અંધેર. ભરત૦
કંઇક ધુતે ધુતારા ઢોંગથી રે, હાથ જોઇ કહે છે કરમ. ભરત૦
એમ અટકી આબાદી દેશની રે, જન જાણે નહિ ઉંડો મર્મ. ભરત૦
જેવો જોઇએ તેવો નિરાધારને રે, નથી મળતો એકે આધાર ભરત૦
ધીંગા ધડબા ખુંચી લઇ ખાય છે રે, જાય પૈસાને તૂટે રોજગાર ભરત૦
ધાક દઇને ધર્માદા મેળવે રે, ધુળધાણી કરે ધનવાન. ભરત૦
રાંક પાસે પરાણે માગતા રે, તોય આપે નહિ નૃપ ધ્યાન ભરત૦
જાય તૂટી ધંધો આવા ધર્મથી રે, વધે એદીની સખ્યા ચોપાસ. ભરત૦
દાન દેવાની સુધરેલ દેશમાં રે, રીત જુદા પ્રકારની જેમ. ભરત૦
રીત રાખે તેવી જો દેશીઓ રે, તોજ પામે પ્રભુજીનો પ્રેમ. ભરત૦
કરે બંધી વળગે સૌ વેપારને રે, વદે વિનતિ વલ્લભદાસ. ભરત૦

---

## ભજન ૧૦

### પાખંડીઓની પૂજા

શીર જટા વધારી જોગટા રે, વેષ કાઢી બને અબધૂત
ભોળાં પૂજે પાખંડીને પ્રેમથી રે ટેક

સાથે રાખે ચેલા બે ચારને રે, લઠકાયા મહામજબુત. ભોળાં
અંગ આખે વિભૂતિ ચોળીને રે, તપમાંડે જુએ સૌ તેમ. ,,
દીસે રાતી આંખો બહુ રાખથી રે, કરી આવે આડંબર એમ. ,,

આંખ ઉંચી કરી નીરખે નહિ રે, મૂખે ચલબે રંડી એ વેણ. ,,
ગુરુ બેઠા સમાધિમાં સદા રે, કહે ચેલા બીજાને કેણ. ,,
ગામ વચ્ચે અખાડો ગોઠવ્યો રે, દૂધ પીએ કેવળ એકવાર. ,,
વાત ભિતરની જાણે રામજી રે, પણ આવી નમે નરનાર. ,,
વસ્ત્રભગવાં પહેરી બ્રહ્મચારીઓ રે, કહે સૌને નમો નારાયણ. ,,
મીઠું બોલી મિઠાશજ મેળવે રે, પણ અંતે નીકળે પોલાણ. ,,
વળી સાધુ વેરાગી શેવડા રે, ભોવણ ઘાલી વધારે ભાત. ,,
કરી દે છે દોરાને ચીઠીઓ રે, વનિતામાં બની વિખ્યાત. ,,
પેટ કાજે કેવળ એ વેઠીઆ રે, કેમ આપે નીતિ ઉપદેશ. ,,
વાત સાચી સંતાડી રાખતા રે, બોલે સૌને લાગે જેવું બેશ. ,,
વહેમ વૃદ્ધિ કરે છે ઉલટારે, નથી પુરૂં પોતાને જ્ઞાન. ,,
યુવતિમાં અનીતિ જાળ પાથરે રે, દેવા માંડે સપુતનાં દાન. ,,
સાથ સ્ત્રીઓનો મળેલો સામટો રે, પાસે બેસી રહે દિનરાત. ,,
ઘેલી આશા બધાંના ઉરમાં રે, ગણે એને પ્રભુ સાક્ષાત. ,,
કોઇ દ્રવ્ય ઇચ્છે ને કોઇ દીકરા રે, વશ કરવો કોઇને કંથ. ,,
રોગ કાયા વિષે કોઇને રે, જડી બુટ્ટીથી આણવો અંત. ,,
થાય મોટો ઢગલો ત્યાં ભેટનો રે, વળી વસ્તુ આવે છે અપાર. ,,
વર સાથે વઢીને લાવતી રે, છાનો છપનો ભરે ભંડાર. ,,
વૃદ્ધ રાંડીરાંડો દળણું દળે રે, જઇ મૂકે થાપણો ત્યાંય. ,,
દયા આવે વિચારી દીનતા રે, નથી થાતું કલ્યાણજ કયાંય. ,,
જર જામે જમાડે બ્રાહ્મણો રે, વદે મુખે તેઓ વાહવાહ. ,,
એનું પરચાથી અન્ન નથી ખુટતું રે, ગપ મારે ઉરે ઉત્સાહ. ,,
ખરૂં કહેતાં નાસ્તિક કહી ખીજશે રે, તોય હિંમત હારી કેમ જાઉં. ,,
વૈશ્ય જાતિ વલ્લભદાસ વિનવે રે, હું તો સાચા હરિગુણ ગાઉં. ,,

---

## ભજન ૧૧

### બાધા આખડીઓ વિષે

દુઃખ માટે માને છે માનતા રે જાણે થાય ધારેલું કામ,
લોભી લોકે કર્યા દેવ લાંચીઆ રે. ટેક
ગયો નાસી વિવેક મતિમંદ થઇ રે, તેથી તેવું સૂઝે છે તમામ. ૧
રોજ રાખે બાધાને આખડી રે, કોઈ કોઇ વસ્તુ ના ખાય. ૨
લાંચ દેવા ધારેલી દીધા વિના રે, માથે દેવું ગણીને મુંઝાય. ૩
સારૂં થાવાને કારણે થાય છે રે, ત્યારે કહે બાધાનો પરતાપ. ૪
થાય માઠું તો માતાનો વાંક નહિ રે, આવું સુણીને થાય ઉચાટ. ૫
કોઈ કરે અરજ હનુમાનને રે, સો રૂપીઆ જો મને આપીશ. ૬
તો સિંદુર ને તેલ એક પાઈનું રે, ચાંપ રાખી ચઢાવી જઇશ. ૭
ત્યારે આપ્યો ઉત્તર મરમૂરખા રે, હશે રૂપીઆ જો સો મારી પાસ. ૮
તેલ કોઠી લઉં હું તેહની રે. માંહી ડુબકાં મારૂં દિનરાત ૯
કહે બીજો હે હનુમાન બાપજી રે, મને કન્યા પરણાવજે તુંય. ૧૦
ત્યારે કોપી કહે હનુંમાનજી રે, રહું શાને કુંવારો હુંય. ૧૧
પ્રભુ પુરો દયાળુ દિલનો રે, નવ કરે અધર્મ અન્યાય. ૧૨
માટે પડી મૂકો સૌ માનતા રે, ઓસડ વેસડ કરોને ઉપાય. ૧૩
મનોવાંચ્છા અમંગળ વિસરો રે, જુઓ સૃષ્ટિ નિયમો તે માટ. ૧૪
દાસ વલ્લભ ઘણું કરી વિનવે રે, આવા વહેમે ઘાલ્યું સત્યાનાશ. ૧૫

---

## ભજન ૧૨

### વહેમ છોડવા વિષે

વે'મની વે'મની વે'મની રે, તમે વાતો વિસારોને વહેમની,
હૈયે ગણી સુખ હેમની રે, તમે વાતો વિસારોને વહેમની. ટેક
લેતા નથી લાંચ દેવ કે દેવીઓ, બાધા આખડીઓ શું એમની રે. તમે૦

કામ કેમ કરે માન શુકન માને, ત્યાથી રીતિ છે જેમની રે. તમે૦
જોશી ભુવા સૌ ઢાંગી ધુતારા, પેટની વેઠ છે તેમની રે તમે૦
કામણ ટુંમણુ ને ઝોડ ઝપટ સૌં, જુઠી છે ટોકણી તેમની રે. તમે૦
કાકા બળીઆને શિતળા માતા, કોણુ જાણે સગાઇ કેમની. તમે૦
શુકન મહુરતને ગ્રહણુ ગપાટા, વિરૂદ્ધ કુદરતના નેમની રે. તમે૦
બોલે આપ્યાં બાળ નથી અપાતાં, ખોટી વાતો સૌ એમની રે. તમે૦
ભણો ગણો તો ભેદ સુઝે સૌ, હરિને ફિકર હેમ ખેમની રે. તમે૦
વલ્લભને એક વિશ્વપતિની, પૂજા ગમે છે પ્રેમની રે. તમે૦

---

## ભજન ૧૩

### જોશીઓનું ફળાધીશ

( "હરિભજનથકી છોટા હોય તે સૌથી મોટા થાએ" એ રાગ )

જ્યોતિષ જુઠું કહે ફળ ને ફોલી ખાવાનો ફંદ છે.
જાણો જડભૂત નડતા નવગ્રહને નભમાં જે ચંદ છે. ટેક
આપણી પૃથ્વી આ જડ જેવી, તેમ સૌ ગ્રહની જાણો તેવી,
દે દિવ્ય ચક્ષુ વિના દેવી. જ્યોતિષ૦
અંતરિક્ષ રહે આકર્ષણથી, તે એક નિયંતાના નિયમથી,
દેખાએ દુરબીન દર્શનથી. જ્યોતિષ૦
દુઃખ દેવાને અહીં કેમ આવે, જન ભૂલો કયાં ભોળે ભાવે,
છે છેક અસંભવ એ દાવે. જ્યોતિષ૦
ભાસ્કરાચાર્ય થયા જ્યારે, બહુ ગ્રહના ભેદ કર્યો ત્યારે,
પછી કોઇ નથી થયો કયારે. જ્યોતિષ૦
રાહુ રિપુ રવિને સાથે છે, વળી વિધુ ક્ષયરોગી જાતે છે,
મંગળ ત્રિકોણે ભાસે છે રે. જ્યોતિષ૦
બુધના બાપનું નથી ઠેકાણું, ગુરુએ ગુમાવી પ્રિયા જાણું,
શુક્રની આંખ વિષે આ છે કાણું. જ્યોતિષ૦

શનિ લૂલોને વળી નહિજ સુખી, રાહુ પણ ધડ વિણ બહુજ દુ:ખી,
કેતુ પણ શિર વિણ નહિજ સુખી જ્યોતિષ૦
એમ ગ્રહ સર્વે પરતંત્ર ફરે, પંડે દુખીઆ થઇ ભાડુ ભરે,
શું એહ બાપડા કષ્ટ કરે. જ્યોતિષ૦
કોઇ નૃપને કહ્યું જોશી બાવે, ત્રણ માસે જમ તેડુ આવે,
સુકાવા માંડયો સહૃભાવે. જ્યોતિષ૦
વિદ્વાન વજીર વિચાર કરે, મરશે રાય ભયથી નહિ ઉગરે,
તેણે શોધી કાઢયો ઉપાય ખરે. જ્યોતિષ૦
રાજાની રૂબરૂ બોલાવી, પૂછયું જોષિને થથડાવી,
કહો કે દી થશે આપનું ભાવી. જ્યોતિષ૦
કહે જોષિ હજુ જીવવું મારે, એ દિન આવે વરસે બારે,
સુણી વજીરે માર્યો તલવારે. જ્યોતિષ૦
પછી રાય કને કહે કરજોડી, આની આવરદા હતી નહિ થોડી,
કહો મહારાજા કોણે તોડી જ્યોતિષ૦
જે ખરૂ જાણે નહિ પોતાનું, તો પરનું કહે તે કેમ માનુ,
પાણીમાં બોળો એનું પાનું. જ્યોતિષ૦
સુણી રાય તણો મન વહેમ ગયો, ચિંતાતુર ટળીને શાંત થયો,
પછી જીવતો તે બહુ વર્ષ રહ્યો. જ્યોતિષ૦
કોઇ ભરવાડે જોષિને પૂછયું વળી, સામી ડાંગ ઉપાડીને સવળી;
મહારાજા પાયે લાગું લળી. જ્યોતિષ૦
આ ડાંગ આપને અંગ મારૂ તે કયાં વાગે શરીરે વારૂં,
આટલું કહો તો હું બલિહારૂં. જ્યોતિષ૦
જોષિ તે સામું જોઇ રહ્યો, ઘડી મોત સુણી નાખુશ થયો,
ભાઇ તારે માટે નવ જોષ રહ્યો. જ્યોતિષ૦
શુભ મહુરતે પરણી ઘર માંડે, કાંકણુ દોરા બાંધે કાંડે,
તેમાંથી ઘણી રાંડે છાંડે. જ્યોતિષ૦
જોષિની બાળા બાળપણે, બળીયા ગ્રહવાળો વર પરણે,
તે પણ રાંડે છે કોઇ ક્ષણે. જ્યોતિષ૦

જો પોતે આવરદા જાણે, અલ્પાયુષિ વરને શીદ પરણે,
પણ મુરખ તંત વૃથા તાણે. જ્યોતિષ૦
જોષિને પૂછી બે ફરિઆદ કરે, એક વખતે બેજણા કોરટે ચઢે,
પણ આખર જીતે એક ખરે. જ્યોતિષ૦
નથી જોષિ કોઇ દૂર દેશ વિષે, પણ ત્યાં વેપાર વધ્યો અતિશે,
ત્યાં ગ્રહ નડતા નહિ કેમ હશે ? જ્યોતિષ૦
જન્મોતરી પ્રશ્નોતરી જુઓ, એ વર્ષ ફળાદિના વહેમ ખુઓ,
એ કેવળ છે કોભાંડ કુઓ. જ્યોતિષ૦
તમને જોતાં આવડતુંજ નથી, સાચું થોડું ને ઘણી જુઠી જુકિત.
વલ્લભ કરી આપે તે સિદ્ધ અતિ. જ્યોતિષ૦

---

## ભજન ૧૪

### જોષિને ઠપકો

જોષિ બાવા જગ ધુત્યાનો ધંધો આ શો આદર્યો,
બહુ નરનારી વહેમી બનાવી નિર્ધન દેશ તમે કર્યો. ટેક
બોળ પાણીમાં ટીપણું તારૂં, હઠ મૂકી માન કહ્યું મારૂં,
ભોપાળું ખુલ્લું હું ભાળું. જોશી બાવા૦
ધુત્યાં તેં બહુ ડોસા ડોસી, બહુ વાર ફોસલાવ્યાં તેં ફોસી,
પણ સમજી હવે થા સંતોષી. જોષિ બાવા૦
અટકાવ્યાં એકાએક જતાં, બહુ વિઘ્ન કર્યાં ઉદ્યોગી થતાં,
એનાં ફળ થયાં નક્કી નડતાં. જોષિ બાવા૦
ઓચિંતું કામ કરાય નહિ, મહુરત વિણ ક્યાંય જવાય નહિ,
શુભ કામો તો કદી થાય નહિ. જોષિ બાવા૦
એમ નાશ કર્યું જન શૌર્ય સદા, થઈ કાયરતાથી દશા દુઃખદા,
પાખંડ તણા તાણ્યા પડદા. જોષિ બાવા૦

વંઝાને પુત્ર થવા માટે, જપ શાંતિ કરાવો મુખ પાઠે,
ઘરડી ઉમર વરસો સાઠે. જોષિ બાવા૦
આટલા દીકરા દીકરી થાશે, એમાંથી વળી આ મરી જાશે,
શીદ ગપ મારો છો સ્વારથ આશે. જોષિ બાવા૦
આ વર્ષ આટલી ખોટ જશે, પરદેશ ગયો પાછો વળશે,
ડર રાખો પ્રભુનો દંડ થશે. જોષિ બાવા૦
બંને બગડે છે આપ થકી, જો લાભ થશે એમ જાઓ બકી,
તો આળસુ થાશે એજ નક્કી. જોષિ બાવા૦
કદી જાય ખોટ એવું વદશે, તો અગાઉથી પગ ભાંગી જશે,
બંને રીતે નુકશાન થશે. જોષિ બાવા૦
પ્રાચીન પૂર્વજોએ શોધેલી, જ્યોતિષ વિદ્યા વહેતી મેલી,
ઉલટી માંહી ભ્રમણા બહુ ભેળી. જોષિ બાવા૦
કાં ધંધામાં કર સુધારો, કર શોધ ખગોળ તણો સારો,
નહિ તો ઉદ્યોગ પકડ ન્યારો. જોષિ બાવા૦
દૂર દેશ તણા બહુ વિદ્વાને, સાચી શોધી એ વિદ્યાને,
તે વલ્લભદાસ ખરી માને. જોષિ બાવા૦

---

## ભજન ૧૫

### ગ્રહણ વિષે

ઓ નર ઘેલા, ગ્રહણ નિહાળી શું કરવા ગભરાય છે.
નથી નથી ગળતો રાહુ, રવિ અને ચાંદાને એ તો છાંય છે. ટેક

એ છે કવિ કલ્પિત શાસ્ત્ર કથા, પંડિત જન જાણે હાલ યથા.
આ વહેમ વધ્યો તે વ્યર્થ વ્યથા. ઓ નર૦
એ અટકળથી માર્યું થોથું, રૂપક થઇ પ્રૌઢ થયું પોથું,
ભણીને ઝીણી નજરે જોતું. ઓ નર૦

તું સાત ચોપડી શીખી જો, ચતુરાઇથી સૃષ્ટિ તણો ક્રમ જો,
શીદ ફોકટ ખેલ કરી ખીજ્યો. ઓ નર૦
આ લાકડું જે ઘાલ્યું ખોશી, તે માને તું જેવા ફોશી,
સમજ્યા વિણુ હું નહિ સંતોષી. ઓ નર૦
તું તર્ક વિતર્ક નથી કરતો, ગાડર પેઠે માંહી પડી મરતો,
હું કહું તે કાને નથી ધરતો. ઓ નર૦
કેટલાક મતીલા મત તાણે, જાણે છતાં અંદેશો આણે,
મુકવું ન ગમે જુનું જાણે. ઓ નર૦
નાવા ધોવાથી લાભ લહે, લીંપણ ગુંપણથી ચોકખાઈ રહે,
એ ચાલ રાખવા એવું કહે. ઓ નર૦
પણ ભૂખે મરવું ઉંઘ તજી, શરદી હાની સહે શીદ હજી,
જોજ્યો આ મમતીની મરજી. ઓ નર૦
કદી ચોમસે કે શિઆળે, જો હોય ગ્રહણ તો તે કાળે,
ભિનાશ તંદુરસ્તીને ટાળે. ઓ નર૦
મરજાદી કે વૈષ્ણવ વાડે, ઉલટી શરદી બહુ એ દહાડે,
બહુ પાણી ઢોળી વણસાડે. ઓ નર૦
ચાંદાને રીસે રાહુ ગ્રહે, એ માની ગંડુ દિલ લહે,
ભોળાંજન ભૂખ્યાં આખો દી રહે. ઓ નર૦
ઘણીવાર ગ્રહણ રાતે થાતાં, છુટયા પછી સ્નાન કરી ખાતાં,
નિદ્રા પણ ચિત્તમાં નહિ ચાતાં. ઓ નર૦
મોટે ઘેર તો જમ છબ છબીઆં, ભીંનાં ઓસાર ને રાંધણીઆં,
એથી ઉલટાં નુકસાન થતાં. ઓ નર૦
ચૈતન્ય તણું ચિત્ત એક નથી, તેથી કેમ જાણીએ તેની મતિ,
જે આ દહાડે ગળશે મમતી. ઓ નર૦
મન આજ થાય કદી કાલ ટળે, તે ખબર કહો કોનાથી મળે,
અંતર્યામિ વિણુ કોણુ કળે. ઓ નર૦
પણ એક નિયમ જડ વસ્તુતણો, તેનો પામી શકીએ પાર ઘણો,
સૌ ભેદ સૂઝે ભલી ભાતે ભણો. ઓ નર૦

પુનમે શશી પૂર્ણ થયાથી ગળે, પણ સૂર્ય પુરણ પ્રત્યેક પળે,
કેમ જોગ અમાસ તણોજ જડે. ઓ નર૦
શશી રવિ આડે આવે ડાહ્યા, વળી ચંદ્ર વિષે પૃથ્વી છાયા,
એ છે બધી મોટા બાપની માયા. ઓ નર૦
નથી કારણ નાવા ધોવાનું, શરદીથી દરદી થાવાનું,
ખોરાક તજી તડખાવાનું. ઓ નર૦
તે કરતાં સુણીજો થા દુઃખીઓ, ત્રણવાર તું નાજે થઇ સુખીઓ,
પણ વલ્લભનો તો વહેમ ગયો. ઓ નર૦

---

## ભજન ૧૬

### ભૂત વિષે

ભોળી ભામા, ભડકી શું ભાગે ભય રાખી ભૂતનો,
તજ ઢોંગ બધો, ચાલ હવે નહિ ચાલે તુતે તુતનો. ટેક
નથી રહેતી વાસના વહાલાની, કુંવરી કે કુંવર કાલાની,
તું શોધ કર સોળ આનાની. ભોળી૦
ચુડ થકી ચતુરા નથી કોઇ મરી, નથી જીવતી ડાકણ કોઇ ખરી,
દેખાડ મને નહિ જાઉં ડરી. ભોળી૦
ભૂત પ્રેત ખવીસ જન કોઇ નથી, એ કેવળ કલ્પિત વાત બધી,
બાળક બુદ્ધિની બીક બધી. ભોળી૦
જો રાત વખત ભૂતને ભાળો, તો પૂર્ણ તપાસો તે ગાળો,
અંતર તણો સંદેહ ટાળો. ભોળી૦
દિવસે ભૂત કેમ નહિ દેખો, કેમ અંધારી રાતે પેખો,
એ બીએ આપડું મન લેખો. ભોળી૦
એ એક જણા આગળ આવે, પણ બે ત્રણ પાસે કદી ના ફાવે,
આનું કારણ તમને શું સમજાયે. ભોળી૦

મનસા ડાકણુ ને ભૂત શંકા, શાસ્ત્રમાંહે કહે વગાડી ડંકા,
ભણો પવિત્ર બનીને તું પંકા. ભોળી૦
જો નજરે પડે તો પટકારો, પાસે જાઓ હિંમત કદી નવ હારો,
એ માત્ર ભિતર ભય ભણકારો. ભોળી૦
ભડકા ભાળો તે છેજ હવા, કુદરતના ખેલો નિત્ય નવા,
એ પ્રેત નથી આવ્યાં રમવા. ભોળી૦
ધુણુનારીને નિજ વહેમ નડે, ચાળા કરે છે તે ચિત્ત ચળે,
ભાળી ભ્રમણામાં તું શીદ પડે. ભોળી૦
છે કજીઓ સાસુ સંગાથે, કાં કામ કરવું પડે છે હાથે,
તેથી ઢોંગ શીખી ધુણતી જાતે. ભોળી૦
સૌને ઓશીઆળાં કરવાં છે, કાં મુખથી દુઃખ ઉચરવાં છે,
કૌભાંડ અતિ આચરવાં છે. ભોળી૦
ધણીને બીવરાવવાનું બાનું, કાં જાર કરમ કરવા છાનું,
વંચાવે છે પોથી પાનું. ભોળી૦
આવે છે 'યાર' ભૂવો થઇને, ભૂત કાઢે છે ધૂપ ધીમે દઇને,
પછી લાગ્યો રહે નિત્ય છુટ લઇને. ભોળી૦
ભૂત ભાગે જો ભાવે જ ભણો, હૈયામાંથી સૌ વહેમ હણો,
ઉપદેશ છે વલ્લભદાસ તણો. ભોળી૦

---

## ભજન ૧૭

### લોભીઆઓની ઇચ્છા

કંઇક તાબે કરવાને કંથને રે, મંત્ર માની કરાવે પાઠ,
લોભીઆમાં ધુતારા ભૂખે નવ મરે રે. ટેક
વનિતાનો વિશ્વાસ વધારવા રે, ધૂપ દીપે કરે ઠાઠમાઠ. લોભીયા૦
કંઇક ઘાટ ઘડાવવા શોકયનો રે, આચરાવે ઉંધાં અનુષ્ઠાન. ,,
કોઇ દોરા મંત્રાવી દગા કરે રે, કરે નાણું નીતિ કુરબાન. ,,

નહિ લાગે નજર ચોટ કોઇની રે, સુત્ર મંત્રી આપે લઇ ગર્થ. ,,
હાથે બાંધે માદળીઉં હેમનું રે, કોઇવાર લંઘાવે વ્યર્થ. ,,
પછી ખાંતે તે ફાવે ફંદનુ રે, ધુતકારી ધુણાવે દિનરાત. ,,
ત્યારે ઘરનાં બધાંથી પૂજાય છે રે, ઠગ બોલે વધારી વાત. ,,
ઘણી લક્ષ્મી મળવાની લાલચે રે, સોમવાર જમે એકવાર. ,,
વળી રૂદ્રિ કરાવે રૂદ્રની રે, ભટ પાસે ભણાવે ચંડીપાઠ. ,,
કંઈક શોધ્યા કરે છે કીમીઆ રે, ત્યાં ઠગની ફાવે તદબીર. ,,
લેવી લક્ષ્મી હમેશ હરામની રે, ખૂએ ઉલટી બની દીલગીર. ,,
એમ સૃષ્ટિ નિયમોથી ઉલટી રે, રીતે પાર ઇચ્છા ન પડે એક. ,,
વાત વિચારી વલ્લભદાસની રે, ભણી વિદ્યાને શીખો વિવેક. ,,

---

## ભજન ૧૮

### બાળલગ્નની હોળી

બાર વરસનો બાપ, તેર વરસની મા;
બે વરસનો બાળકો જોવું હોય તો જા.

---

અજી આ બાળલગ્નની હોળી, ફટફટ હિંદુ નર ટોળી,
નાનપણે પરણાવ્યા કરતાં, પાજો વિખડાં ઘોળી,
બાળક બિચારા ગભરૂને, શીદ મારી ગેબની ગોળી. અજી૦
દૂધલા દાંત બિચારાના હજી, ત્યાં નાખ્યો રગદોળી,
ઉભો થયો ઉગીને ત્યાં તો, ચિંતામાં નાખ્યો ચોળી. અજી૦
કાચી કેરી ઘોળી નાખી, ચ્હેરો નાખ્યો ચોળી,
નૂર તેજ સૌ સુકવી નાખ્યું, વળગાડી વહુને ખોળી. અજી૦
જોબનમાં તો જરા આવે, ત્યાં પડી મરદાઇ મોળી,
હઠ બાંધે ઝટપટ પરણાવા, ભામીનીઓ બહુ ભોળી. અજી૦
દશ દશ વરસે પરણાવી દે, ડહાપણ બહુ બહુ ડોળી,

પુ ટ થવા પછીથી ખવરાવે, પીસ્તાં બદામ ચારોળી. અજી૦
નવી પ્રજાના પુરુષો બેઠા, પહેરી ચરણીઆ ચોળી,
પાછળ પામે પીડ ખરા પણ, તરત જુએ નહિ તોળી. અજી૦
વેંત વેંતનાં બાળક જન્મે, પીએ દૂધ અધોળી,
હાય હાય બાળક હત્યારા, બાપ નામના બોળી. અજી૦
બ્રહ્મચર્ય કર્યું બંધ બ્રાહ્મણે, ખાય મફત ઢંઢોળી,
મહુરત દઈ મિષ્ટાન્ન જમે, માંડી પતરાળી પહોળી. અજી૦
પચીશ વરસનો વર ને કન્યા, સોળ તણી સુંદરી,
તે પહેલાં પરણાવે પાપી, શા[illegible] નહિ સાંભળી. અજી૦
ઠોકી ઠોકીને થાકયા પણ, નહિ ટેવ પડેલી ટળી,
વલ્લભદાસ વદે લઈ જાશે, કરીને ટીંગા ટોળી. અજી૦

---

## ભજન ૧૯

### હિન્દુ સંસારની હોળીઓ

ફાગણ સુદી પૂનમની હોળી, સળગાવે હિંદુસંસાર,
તેથી હોળીઓ અધિક સળગે, પૂર્ણ જ્વાળથી ભપકાદાર;
બુઢ્ઢા સાથે બાળકી પરણે, ચઢે ચોરીએ ખેદ અપાર,
અરે હાય ! હિંદુ સંસારે, આ હોળી પણ અપરંપાર. ૧
એક પત્નીથી નહિ સંતોષી, બીજી પરણે બીજીવાર,
દ્વંદ્વયુદ્ધ ઘર માંહે ચાલે, જાણે લેવું રાજ્ય વિશાળ;
લડે પરસ્પર બંને નારી, ઉતરડે સ્વામીની ખાલ,
અરે ! હાય હિંદુ સંસારે, આ હોળી પણ અપરંપાર. ૨
નવં જુએ કરણી કે રહેણી, વિદ્યા વય કે ગુણ લગાર,
કુળવંતા કહેવાતા વરને, કન્યા આપે તાત ગમાર;
ભલે બિચારી દુઃખી થાએ, ઘરમાં ન હોય અન્ન લગાર,
અરે હાય ! હિંદુ સંસારે, આ હોળી પણ અપરંપાર . ૩

કુળવંતા કહેવાતા લોકો, નાત જાતમાં રાખે ડોળ,
ધર્મ કર્મ નીતિ રીતિમાં, કુળવંતાની પોલંપોલ;
પડી ગયા તોએ રાખે છે, ટાંગ ઉંચી એવો વહેવાર,
અરે હાય! હિંદુ સંસારે, આ હોળી પણ અપરંપાર. ૪
અંતરમાં નહિ સ્નેહ લગારે, આંખે આંસુ આવે નહિ એક,
મોટા મોટા ઘાંટા કાઢીને, તાલ મેલની રાખે ટેક;
ચૌટા વચ્ચે ખુલ્લી છાતી, મૂકી કુટે હિંદુ નાર,
અરે હાય! હિંદુ સંસારે, આ હોળી પણ અપરંપાર. ૫
જીવ દયાના નેતા હિંદુ, સકળ પ્રાણી પર રાખે સ્નેહ,
કીડી મરતાં અરરર ભાખે, ભોંકે ખંજર પુત્રી પેટ;
રોગી બુઢ્ઢા સાથે પુત્રી, પરણાવી મા હરખે અપાર,
અરે હાય! હિંદુ સંસારે, આ હોળી પણ અપરંપાર. ૬
ગૌરક્ષક કહેવાતા હિંદુ, પૂર્વ કાળનો ધર્મ સુજાણ,
ગૌરૂપ આ પુત્રી દે છે, તાત કસાઈ ઝાલી હાથ;
તોએ કન્યા દાનજ કહાવે, રૂપીઆ લે બે ચાર હજાર,
અરે હાય! હિંદુ સંસારે, આ હોળી પણ અપરંપાર. ૭
બાર વરસની કન્યા સાથે, આઠ વરસનો પરણે કંથ,
માબાપોને લ્હાવો લેતાં, આંખે આડા નાવે બંધ;
બાર માસનાં બેટાબેટી, પરણાવી મા હરખે અપાર,
અરે હાય! હિંદુ સંસારે, આ હોળી પણ અપરંપાર. ૮
બાર વીશ કે ત્રીસ વરસના, પુરુષનું જો મૃત્યુ થાય,
કાકા કાકી મામા મામી, બાપ બેસીને લાડુ ખાય;
રહ્યું ખરચવું ન્યાત વરાને, કરજ કરી કરવા વહેવાર,
અરે હાય! હિંદુ સંસારે, આ હોળી પણ અપરંપાર, ૯
પટલ થઇ પટલાઇઓ ડોળે, લાંચ લઇ આપે ઇન્સાફ,
ન્યાત ફંડના પૈસા ખાવા, ધીક પટલીઆ કેરો લાભ;
કાળા અક્ષર કુટી મારે, તોએ હું હું કરતા અપાર,
અરે હાય! હિંદુ સંસારે, આ હોળી પણ અપરંપાર ૧૦

હોળી ટાળી ખરી દિવાળી, જોવા ઇચ્છો હિંદુભ્રાત,
મૂર્ખ રિવાજો દૂર કરીને, ધર્મ નીતિનો ધારો હાથ;
સમય આવ્યો છે સુધરો, બંધુ સદ્‌વિદ્યાનો રાખો શોખ,
પુનઃ પ્રભુજી કૃપા કરે તો, ચિત્તમાં તમે ધરો સદ્‌બોધ. ૧૧

---

## ભજન ૨૦

### વેવીશાળની ઉતાવળ

અહે માતપિતા, બાળપણામાં ધાડ શી વેવીશાળની;
સરખી વયનાં, વળગાડો પણ થાય કજોડી બાળની. ટેક

તમને તો હૈડે હોંસ હશે, પણ આખરમાં શું એનું થશે,
એ સંઘ કાશીએ કેમ જશે. અહો માત પિતા૦
એ હક હર્ગીજ ગણો એનો, છે શાસ્ત્ર પુરાવો પણ જેનો,
તમે ઓળખી રાખ્યો છે શાનો. અહો૦
પોત પોતાના સર્વ ધણી, એ કુદરતી રીતિ જગદીશ તણી,
કેમ હર્ષ પામશે એ પરણી. અહો૦
બેડી નાનપણેથી નાખો છો, ચુકનાં ફળ જ્યારે તમે ચાખો છો,
ત્યારે વાંક ભાગ્યનો ભાખો છો. અહો૦
સહુ દર્દો થાયે બાળક-વયમાં, થાએ અંધ પાંગળું શીળીમાં,
બહુ વિઘ્ન બીજાં છે એ વયમાં. અહો૦
બબ્બે વરસે વેવિશાળ કરો, કાં ગર્ભ વિષે વનિતા જ વરો,
રે ગજબ દિલમાં કાંઇક ડરો. અહો૦
કન્યાની જુવાની સોળ થતાં, પણ પુરૂષને પચીસ વીતતાં,
એ વિશ્વ નિયમ છે અનુભવતાં. અહો૦
મોટી માનીનિ નાના મર્દો, નાનાવિધ એથી હલે દર્દો,
પછી જીવશે ક્યાંથી 'શતં શરદો.' અહો૦

એથી વિદ્યામાં બહુ વિઘ્ન નડે, આરોગ્ય અંગ ઘડીઘડી બગડે,
થાય ઘરડાં વહેલાં એજ વડે. અહો૦
શોધો વર મોટો કન્યાથી, સ્વરૂપે સગુણો સરખો સાથી,
તો ચઢે કલંક કહો ક્યાંથી. અહો૦
પણ શ્રેષ્ઠ શિષ્ટ નથી એ ધારો, સૌથી જ સ્વયંવર છે સારો,
વલ્લભ વિનતિ અંગીકારો. અહો૦

---

## ભજન ૨૧

ઓ અજ્ઞાની, શી ઉતાવળ આવી છે સંભાળને,
ઢીંગલા ઢીંગલી, પેઠે શું પરણાવવા માંડયાં બાળને. ટેક
શે પાપે તારે પેટ પડયાં, તું સાથે માથાં ક્યાંથી જડયાં,
કેમ બચે કસાઇની ચોટ ચડયાં. ઓ૦
કંઇ ઉંડો પરસ્પર પ્રેમ નથી, પણ ભપકાથી રહે રાજી અતિ,
સમજણ બીજી નથી બાલમતિ. ઓ૦
જાણે નહિ દંપતિ ધર્મ દીલે, કેમ વર્તવું વહુની સાથ શીલે,
જેમ બાંધી દીધો બળદ ખીલે. ઓ૦
પરણ્યાં બાળક બેટા બેટી, જાણે ભેટાવ્યાં ઘેટા ઘેટી,
તેથી પ્રીત રીત નાશે છેટી. ઓ૦
હસતાં રમતાં ચડભડી પડે, મન મોટાં નહિ માટે જ લડે,
પછી મળે સ્વભાવ નહિ એજ વડે. ઓ૦
હજુ પોતડી પહેરી નવ જાણે, કદી રોઇ પડે રમવા ટાણે,
વળી જાય ઉઠી જમતાં ભાણે. ઓ૦
એવી છોકરમત છે એની હજુ, નથી પરણ્યાનું એનું ગજું,
સમજો તો રહેશે રામ રજુ. ઓ૦
બાળપણનો લ્હાવો લેવા દો, એને રમત ગમતમાં રમવા દો,
નિશાળે ભણવા ગણવા દો. ઓ૦

બાળપણું છે બહુ નિર્દોષી, એનું ઉર આનંદી સંતોષી,
શીદ ખટપટમાં ઘાલ્યો ખોસી. ઓ૦
પછી ભણતર ઘેર ભણાય નહિ, પરદેશ વિશેષ વસાય નહિ,
એણે ઘરથી બહાર નીકળાય નહિ. ઓ૦
પ્રભુએ સોંપ્યાં તમને લ્હાવા, જેથી સારાં માત પિતા થાવા,
રે નહિ કેવળ લેવા લ્હાવા. ઓ૦
તું પરણાવે છોડી મોટી, સાથે સાથે વરાવે છોડી છોટી,
રે સમજ સમજ એ રીત ખોટી. ઓ૦
ભેગા ભેગું ખર્ચ તું ઉકેલે, એ તુજ દાનત ડગલે ડગલે,
પણ બાળકની તું વિચાર વલે. ઓ૦
બહુ કુમળાં બાળક ચોળે છે, રસ્તો અવળો તું ખોળે છે.
વદે વલ્લભ મરવા દોડે છે. ઓ૦

---

## ભજન ૨૨

### " મડા લગ્ન યાને વૃદ્ધ લગ્ન "

( રાગ સવૈયા )

સાઠ વરસના ઘરડા વરસુ, મુગ્ધા સોળ વરસની વરે,
કનક કુળમાં મોહિત થઇને, દુહિતા નાખો દુઃખને ઝરે;
વિષ તુલ્ય સંસાર બનાવી, નિજ તનયાનું સુખ શીદ હરો,
આર્યતણા સુખ ટાળક પાળક, મડા લગ્ન કોઇ બંધ કરો. ૧
પુત્રવધૂનું સીમંત ચાલ્યું, ગયું તાત નીરખે નજરે,
વિધવા તનયા ઘેર છતાં પણ, પિતા ચઢે છે વરઘોડે;
કેવી દુર્ગતિ થઇ મંદમતિ, વર્ણાશ્રમને રાખ્યો પરો,
આર્યતણા સુખ ટાળક પાળક, મડા લગ્ન કોઇ બંધ કરો. ૨
દંપતિ સુખ તો દૂર રહ્યું પણ, સંપ સ્નેહની શી આશા,
યૌવનમાં અબળા ઉચ્ચારે, હાય હાયના નિશ્વાસા;

આવી હીણુભાગી પરજાથી, દેશોદય કાંઇ થાય ખરો!
આર્યતણા સુખ ટાળક પાળક, મડા લગ્ન કોઈ બંધ કરો. ૩
બાળલગ્ન ને મડા લગ્નથી, વિધવાની વૃદ્ધિ બહુ થાય,
બાળ યુવા વિધવાઓ વધતાં, અનીતિ જગમાં બહુ ફેલાય;
વિષ પ્રવાહમાં વિધવા વહેતાં, સધવાનો પણ થાય મરો,
આર્યતણા સુખ ટાળક પાળક, મડા લગ્ન કોઇ બંધ કરો ૪

---

## ભજન ૨૩

### હાલની લગ્નવિધિ

ભો ભ્રમિતજનો, લગ્નવિધિમાં ખીચડા વિધિઓ વધી પડી,
વધી મોજમઝા, વરાવરાંઠીમાં વેળા વીતી જાય ઘણી. ટેક

અંગ્રેજો પારસીઓ પરણે, વિધિ આટોપે સૌ તેજ ક્ષણે,
શું ઉમંગ નથી ઉર તેહ તણે? ભો૦
થોડે ખર્ચે ને વગર ડોળે, નહિ મહુરત શુકન તે ખોળે,
પરણીને પ્રેમ રસ તે ઘોળે. ભો૦
બહુ માણુસ જાનમાં લઈ જાતાં, નકકી નુકસાન ઘણાં થાતાં,
સામાં પણ મનમાં મુઝાતાં. ભો૦
ત્યાં નીતિ બગડે એ બ્હાને, વળી ખર્ચ વધારે સામાને,
છતાં મમતી મુરખા નહિ માને. ભો૦
ખાનારા તો સૌ ખાઇ જશે, પણ આ સંબંધ ન ભંગ થશે,
વિવેકથી વહાલ વધુ વધશે. ભો૦
શુભ ચાલ પ્રમાણે સૌ ચાલે, ને મર્યાદામાં રહી મ્હાલે,
તો સંપ વધે વલ્લભ કાલે. ભો૦

---

## ભજન ૨૪

### લગ્નવિધિમાં ફટાણા

( રાગ સિન્ધુડો )

ગોરી ફટાણાં ગાય છે રે, મરો લાજી લબાડુ, ( ૨ )
કીડા ખરે છે કાનથી, રે કરો બંધ બગાડુ. ટેક.

બબ્બે કટકા બાંધે બધી રે, ભુંડી ભાંડે છે ગાળ, ( ૨ )
બુડી મરો નર બાયલા, રે ઝટ પૈસો પાતાળ. ગોરી૦
આળો ગાળો જ કઢાવતી રે, એક બીજાની જાય, ( ૨ )
ઉઠો ઓઢો શીર ચુંદડી, રે ઉભાં રૂંવાડાં થાય. ગોરી૦
મુંછ નથી પણ પુંછ છે રે, ગેં ગેં ફેં ફેં થઇ જાય, ( ૨ )
જમતાં જમતાં એ સાંભળી, રે ધિઃક મોંઢુ મલકાય. ગોરી૦
માતા પિતા ભાઇ ભાળતાં રે, નહિ લાજે લગાર, ( ૨ )
આજ માંડવે રજા મળી, રે હૈયે હેત અપાર. ગોરી૦
ઉત્તમ જાતિ છે આપણી રે, એવું શોભે ન મુખ, ( ૨ )
મુખે મર્યાદા ન મુકવી, રે એમ ભાગે ન ભૂખ. ગોરી૦
મંગળ ગીતો ગવરાવવાં રે, જેથી રીઝે જગદીશ, ( ૨ )
વિનંતિ વલ્લભદાસની, રે રૂદે રાખો ન રીસ. ગોરી૦

---

## ભજન ૨૫

### મુવા પાછળના જમણવાર

મુવાપર મિષ્ટાન્નો શું જમો, પડયા પર પાટું દઇ શું દમો. ટેક

વીસ વરસની રામા રાંડી, ખેદ અચિંત અતિ ખમો,
તેનો ખાંતે દહાડો ખાતાં, ભાભા થઇ શું ભમો. મુવા૦
એક તો વ્હાલું મનુષ્ય જાતાં, બળી ખાખ થાવ તમો,

ખાતર ઉપર દિવેલ કરે સૌ, તેમ કરો છો તમો. મુવા૦
વ્હાલાંનો વિજોગ થતાં તો, શોક તણો છે સમો,
પકવાનો દેખી સુઘડને, આવે બહુ અણગમો. મુવા૦
મહાજન મંડળ મળીને એઠું, ખીછાવી બહુ જાજમો,
તે તો શોભે શુભ સમયમાં, હોય વિવાહ વાજનો. મુવા૦
મુખે મૂકો છો લોહી કોળીઆ, કેર કરો કારમો,
ધિઃક ધિઃક છે ચિત્ત સગાંનું, ધમણ પ્રમાણે ધમો. મુવા૦
રાક્ષસ જેવા વજ્ર હ્રદયના, જન રૂવે ત્યાં જમો,
ખાતાં છાતી ફાટી પડે નહિ, કેમ ગડુઓ ગમો. મુવા૦
ગીધ કાગડા જેવા ખાતાં, અગીઆરમાં બારમાં,
મતિ મલીન થાતાં નહિ માને, શું કહીએ બહુ અમો. મુવા૦
શાણા સઘળું સમજો પામી, કેળવણી તાલીમો,
વલ્લભદાસની વિનતિ માની, નમ્ર બનીને નમો. મુવા૦

---

## ભજન ૨૬

### સુધારો કરવા વિષે

( રાગ સવૈયા )

બ્રિટેનીઆ જર્મન જાપાની, બહુ ઝડપે સુધરતા જાય,
અઢળક નાણું કરી એકઠું, જગમાં જોર જણાવતા જાય;
ભારત ભુંડી નહિ મટવાની, કારણ મોટું એક કળાય,
આજ અમારા આર્ય ગૃહોમાં વાસીદે શાંખેલા જાય. ૧
ભારતવાસી ભ્રાત અમારા, આજ નહી પાગલની ચાલ,
પારણીએ પોઢંતાં બાળક, પરણાવી દે છે તત્કાળ,
જુઓ જગમાં લ્હાવો લેવા, બાળક હુતાશન હોમાય,
આજ અમારા આર્ય ગૃહોમાં, વાસીદે શંખેલાં જાય. ૨
એક ટકાની હોય નોલડી, તોય તપાસે સઘળે ઠામ,
બુબ ટકોરા ખખડાવીને, પુરણ પરખી ખરચે દામ;

કન્યાના જીવતરનો સાથી, વર જોતાં આંધળીઆં થાય,
આજ અમારા આર્ય ગૃહોમાં, વાસીદે શાંએલાં જાય. ૩
બોયકોટ પરદેશી ચીજો, કરી દેશમા દાખે સ્નેહ,
દેશ વિનાશક ઘોર રિવાજો, બોયકોટ કરતા નહિ તેહ;
જરા કામમાં બહુ ચીકણા, મોટામાં ગોટાળા થાય,
આજ અમારા આર્ય ગૃહોમાં, વાસીદે શાંએલાં જાય. ૪
સુધરવા બીજા લોકોને, સભા ભરી દે શીખ અપાર,
નીજ ઘરમાં કુધારા ફેરો, ગણીએ તો નવ આવે પાર;
પગ નીચે દાવાનળ સળગે, ડુંગર ઉપર દૃષ્ટિ જાય,
આજ અમારા આર્ય ગૃહોમાં, વાસીદે શાંએલાં જાય.
લુખી કીર્તિ મળવા માટે લાખોનાં આધણ ઓરાય,
એક હાથ વાઘરડી કાજે, ભેંસ તણો જેમ ભોગ અપાય;
કુટુંબમાં પ્રીતિ નવ થોડી, દેશ દાઝ રાખે દીલમાંય,
આજ અમારા આર્ય ગૃહોમાં, વાસીદે શાંએલાં જાય. ૬
મરણ પામેલા પિતૃ પાછળ, ખાંતેથી ખરચે ધનમાલ,
જીવીત ઘરડાં માત પિતાની, કોઇ દિવસ નવ લે સંભાળ;
ઘરનાં બાળક ઘંટી ચાટે, ખાવાને આટો અરપાય,
આજ અમારા આર્ય ગૃહોમાં, વાસીદે શાંએલાં જાય. ૭
ચેતનમાંથી ચિત્ત ખસેડી, જડ પર જબરો રાખે ભાવ,
મોટા નદ ઉતરવા માટે, જેમ કરે કાગળના નાવ;
અમથી બમણા દેવ અમારે, તોપણ કષ્ટ કમી નવ થાય,
આજ અમારા આર્ય ગૃહોમાં, વાસીદે શાંએલાં જાય. ૮
પશુ તરુવરને પૂજ્યાથી, પાપ નઠારાં પામે નાશ,
નદીઓમાં નાહવાથી રાખે, મૂક્તિ મળવાનો વિશ્વાસ;
માખણ મેળવવાને માટે, ફોગટ નીર વલોવા જાય,
આજ અમારા આર્ય ગૃહોમાં, વાસીદે શાંએલાં જાય. ૯
દેશોદયમાં દમડી ન આપે, પાપી પોપ ઘણા પોષાય,
ધર્મ તણી અધારી રાખી, કટકમાં જઇને અથડાય;
ખેંચાયા ગાડરીઆ વહેણે, ભારતના સંતાનો જાય,
આજ અમારા આર્ય ગૃહોમાં, વાસીદે શાંએલાં જાય. ૧૦

## ભજન ૨૭

### ભારતમાતાને ભારે મારતા મનુષ્યો

( હરિગીત છંદ )

જે જનનીકેરા ગર્ભમાંથી, ભોગ રોગોથી ભર્યા,
સંસ્કાર ખોટા સંગ લઈને, અલ્પ માસે અવતર્યા;
જે વેર વિદ્યાથી ધરીને, મૂર્ખ ભેગા જઇ ભળે,
એવા જનોના જન્મથી, શું ભાગ્ય ભારતનું ફળે ? ૧
જે નર ગણાવા વરવધુના, બાળવયમાંથી વરે,
આખર લગણ ઘર ઘર ભમી, જે ભીખથી ઉદર ભરે;
જે કોઇ કારજ સાથ ભરતા, બાથ બીજાના બળે,
એવા જનોના જન્મથી, શું ભાગ્ય ભારતનું ફળે ? ૨
જે જર કમાયા ખર બનીને, તર તિજોરીને કરે,
ને રંક પર રાખી નજર નવ, વિત્ત હોંસે વાવરે;
જગકર તણો ડર નવ ધરી જે, પાપ મારગમાં પળે,
એવા જનોના જન્મથી, શું ભાગ્ય ભારતનું ફળે ? ૩
જે મહેલ માળામાંય ખાંતે, ખાય મીઠા માલને,
નવ નાખતા ટુકડો કદી, ભૂખથી ભર્યા કંગાલને;
કુરીતિથી પરવિત્ત હરવા, ચિત્ત જેનું ચળવળે,
એવા જનોના જન્મથી, શું ભાગ્ય ભારતનું ફળે ? ૪
જે રાખનો રગડો લગાવી, ભૂતળે ફરતા ફરે,
શ્રમ અંગને આપ્યા વિના, નિજ પેટનું પુરૂં કરે;
સ્રીસંગ રમવા રંગ છે, ઉમંગ જેને હર પળે,
એવા જનોના જન્મથી, શું ભાગ્ય ભારતનું ફળે ? ૫
મય કાળ દીન દયાળને, કરતાળ ધારીને ભજે,
સંસારને જંજાળ જાણી, માળા લઇને જે તજે;
તલભાર પર ઉપકાર કરવા, કણ એક ન વાવરે,
એવા જનોના જન્મથી, શું ભાગ્ય ભારતનું ફળે ? ૬

જે સ્વર્ગે જાવા મૂક્ત થાવા, વૃક્ષ તળે ટીંગ્યા કરે,
જનમાં મનાવા સિદ્ધ થાવા, ચરણુ કર ઉંચા કરે;
જે થાય બાવા મફ્ત ખાવા, હાય આવા ભૂતળે,
એવા જનોના જન્મથી, શું ભાગ્ય ભારતનું ફળે ? ૭

---

## ભજન ૨૮

### ધર્મને નામે ધતીંગ

ધર્મ ઢોલ વાગને ધોવાય છે, અરર હાય! ધર્મ ઢોલ વાગતે ધોવાય છે. ટેક

મુખે વદે વાણુ વેદ ધર્મ અમારો, જાણે નહિ પૂર્ણ પોતે વેદતણાં નામો,
શબ્દ માત્ર ધર્મ ઉચ્ચરાય છે. અરર હાય !

બ્રાહ્મણો કહે કે અમે સર્વ થકી ઉંચા, કર્મ કાંડ વર્તનમાં શૂદ્ર થકી નીચા,
ષડ્ કર્મ અને સ્વાધ્યાય (અધ્યયન) તજાય છે. અરર હાય !

બ્રહ્મચર્ય આદિ ચાર આશ્રમો તજાયા, ઢીંગલા ને ઢીંગલીનાં લગ્ન તો મંડાયાં,
વ્યભિચાર આશ્રમ સધાય છે. અરર હાય !

સોમપાન બદલ ચા કોફી તો પીવાએ, પરનારી તણાં અધરામૃત લેવાએ,
મસ્ત થાવા ભાંગને ઘુંટાય છે. અરર હાય !

હોમ હવન બદલ હુક્કા બીડીના ધુમાડા, ખારદ્વેષ ઇર્ષાતણા આંખમાં અંગારા,
ભટ્ટ બની ચુલાઓ ફુંકાય છે. અરર હાય !

ગાયત્રી મંત્ર તજી વદે ભીખ મંત્રો, હાથ જોડ પસલીમાં ગપોડાના મંત્રો,
દોકડામાં દીકરા અપાય છે. અરર હાય !

કરગરતા એક પાઇ સારૂ શૂદ્ર પાસે, કોઇના નખોદીઆ હરામી માલ આશે,
ઋષિ બ્રહ્મ તેજને ખોવાય છે. અરર હાય !

એક ટંક ધાન કાજે શ્વાન સમા દોડે, જુવાનોના દાડાને ખાય ગળે મોંઢે,
પેટ કાજ શુદ્ધતા ભૂલાય છે. અરર હાય !

નાવા ધોવામાંજ બધા પુન્યને પિછાને, નીતિ પવિત્રતા કે કંઇ સત્યને ન જાણે,
આત્માના શૌચને મૂકાય છે. અરર હાય !

વૈદિક ધર્મ કર્મતણા મર્મનેજ માનો, બ્રાહ્મણો જુઓ તમે સૌ ઋષિ સંતાનો,
અધર્મથી હરિ કોપ થાય છે. અરર હાય !

---

## ભજન ૨૯

### હવન વિષે

( રાગ ધનાશ્રી )

હોમહવન રૂડા થાય, મારે મંડપ હોમહવન રૂડા થાય. ટેક
આપે આહુતિ હોતા હરખથી, ઉત્તમ અગ્નિ માંય. મારે૦
સદ્‌ગુણ સાગર સાધુ પંડિતો, વેદ ભણતા જાય. મારે૦
કેશર કસ્તુરી સુગંધ ચંદન, ગાયોનાં ઘી હોમાય. મારે૦
સકળ અશુદ્ધિ નષ્ટ કરીને, વાયુ નિર્મળ થાય. મારે૦
મંગળ વાજાં વાગે તોરણીએ, ધુન વેદોની થાય. મારે૦
મલપતા આ મંડપ માંહે, સ્વાહા સ્વાહા સંભળાય. મારે૦
સંકટ હારી સામ ગાનથી, ઇશ ઉપાસના થાય. મારે૦
સરખી સાહેલી સાથે મળીને, ગીત મધુરાં ગાય. મારે૦
આજ ઉત્તમ ઘડી આવી અમારે, આનંદ ઉર ન માય મારે૦
ઓ૩મ્ પ્રભુજી આપ કૃપાથી, શાંતિઃ શાંતિઃ સદાય. મારે૦

---

## ભજન ૩૦

### ભુંડુ થવાનાં ડાળ

પુન્ય મારગમાં પાઇ ન વાપરે રે,
આડા મારગમાં વાપરે અજાણ;
ભુંડું થવાનાં ડાળ એ તો ભાળજો રે,
ઉપજ ઓછીને ખર્ચ ઘણાં આદરે રે,
વ્યસન ઝાઝાંને વ્હેમનાં વેચાણ. ભુંડું૦
જુઠ સાથે જડેલ જેનો જીવડો રે,
ખોટી સાહેદી પૂર્યાના કોડ. ભુંડું૦
દીનાનાથ રૂઠયા ત્યારે ઘાલ્યાં ડાખલાં રે,
ધણી ધણીઆણી પૂણે જોડાજોડ. ભુંડું૦

દોરા ચીઠીઓમાં નિત્ય વહે દોકડા રે,
બાધા આખડીઓ ચાલતી સદાય. ભુંડું૦
આખા ઘરનાં માણુસો થયાં આળસુ રે,
કોઇ ઉદ્યમને વાયરે ન જાય. ભુંડું૦
ખાવા સર્વેને જોઇએ સારૂં સુતરૂં રે,
આવે ભાણામાં બીતું બીતું અન્ન. ભુંડું૦
વાટે ઘાટે આંગણે ખળે ખેતરે રે;
પડયું પાડોસીનું ચોરવાનો ચાલ. ભુંડું૦
નિત્ય ઘરમાં કંકાસ થાય કારમો રે,
લે છે તાલીઓ ને લોક જુએ તાલ. ભુંડું૦
હરિ અર્થે તો હાથ લાગે ધ્રૂજવા રે,
ઠઠા બાજીઓમાં લાડવાનાં લ્હાણું. ભુંડું૦
ચોરી જારી કુકર્મથી ચિંતા નહિ રે,
મહેનત મજુરીમાં લાખગણી લાજ. ભુંડું૦
શીખ સારી નઠોરને ના ગમે રે,
રૂડું સર્વેનું ચાહે ઋષિરાજ. ભુંડું૦

---

## ભજન ૩૧

### ભલું થવાનાં ડાળ

પાપ મારગમાં કોડી નવ વાપરે રે,
પરમારથમાં પૂરણ પ્રેમ;
વેળા વળવાની વાત તમે જાણજો રે. ટેક.
ઉપજ હોય તેથી ખર્ચ ઓછું આદરે રે,
વ્યસન અન્ન વિના નહિ વહેમ. વેળા૦
સત્ય સાથે જડેલ જેનો જીવડો રે,
પવિત્રાઇ ઉજળો આચાર. વેળા૦

દોરા ચિઠીમાં વહે નહિ દોકડા રે,
નવ દેખે દેવાળાનું દ્વાર. વેળા૦
આખા ઘરનાં માણસ હોય ઉદ્યમી રે,
કોઇ અવળે રસ્તે નવ જાય. વેળા૦
રૂડું દીસે રળીઆમણું આંગણું રે,
અધિકાર જેવો આવકાર. વેળા૦
આખા ઘરનાં માણસ એક સંપમાં રે,
ખરા ખોટાને આલેખે ખચિત. વેળા૦
સાચા સંતોની જેને સંગતી રે,
ચોરી કામમાં ન કોઇનું ચિત્ત. વેળા૦
દેવું કરતાં દુભાય ખૂબ દીલડું રે,
દૂધે ધોઇને આપવા છે દામ. વેળા૦
કર કાછડીને જીભ કબજે કરી રે,
ભુંડી દાનતનો નહિ થાય ભાવ. વેળા૦
પ્રભુ દયા કરી પડે પાંસરા રે,
એજ વેળાથી સુધરે સ્વભાવ. વેળા૦
આવી શીખ માને તેનું નામ માનવી રે,
લુંટ લવારીમાં લેખે ઘણી લાજ. વેળા૦

---

## ભજન ૩૨

### પાવૈને પાનો ના ચડે

નહિ ચડે, નહિ ચડે, નહિ ચડે રે, કદી પાવૈને પાનો નહિ ચડે.
" ઉંદુંનું ઓસડ " નહિ જડે રે કદી ,, ટેક
ઉંટ આગળ જઇ થાળી વગાડી, જાણે બીએ રણુકા વડે રે. કદી૦
પણ થડકે નહિ એકે રૂંવાડું, માથે ત્રાંબાળુ ગડગડે રે. કદી૦
પાયે પડો પાઘડી ઉતારી, રૂવો ભલે મુખ શાંકડે રે. કદી૦

જીભા જોગી કરી વહેંચો સોપારી, કહેશે એવા બહુ આથડે રે. કદી૦
રિદ્ધિ સિદ્ધિ સમૃદ્ધિ ધરીને, ભલે ભારે પીડા પડે રે. કદી૦
બાળક મરે તો ભલે મરે પણ, પંડે નવો ઘાટ નહિ ઘડે રે. કદી૦
કુડાં કલંકે નથી ડરવાનાં, શાસ્ત્ર બિરુદ્ધતા નાહે નડે રે. કદી૦
ધર્મ અધર્મ વિચારી જુએ શીદ, શીદ ડરે પાપમાં પડે રે. કદી૦
સાંભળી કાળજુ કબુલ કરે પણ, હોઠે હકાર ન આવડે રે. કદી૦
કળીયુગ કારણ સૌનું કહે વળી, કેમ ટળે લખ્યું આંકડે રે. કદી૦
મેણાં મારો મર તોએ ડગે નહિ, જોડે ફપક ભર રાગડે રે. કદી૦
ઢાળા ઢાળ્યા એવા પ્રથમથી, કંઇએ નવું કેમ નીવડે રે. કદી૦
વીર્ય વિના સૌ આર્ય નપુંસક, પડતી પોકારીએ તો રડે રે. કદી૦
વદે વલ્લભદાસ મુઆ મનુષ્યને, કયાંથી સુરાતન સાંપડે રે. કદી૦

---

## ભજન ૩૩

### કેળવણી આપનાર મહેતાજીને શિખામણ

ઓ મહેતાજી ! માન મરતબો મોટો તારો માન જે,
પણ ઉગતી પ્રજા, મૂર્ખ રહી ભણતાં તો તુચ્છ તું જાણજે. ટેક

જો ધોરણમાં નિજ સ્વારથ છે, તેથી એ યત્ન યથારથ છે,
પણ આ મોટો પરમાથ છે. ઓ મહેતાજી૦
કદી પાસ કરાવવા મન દીધું, બક્ષીસ બજેટ ઘણું લીધું,
તેમાં તેં અદકું શું કીધું. ઓ મહેતાજી૦
કરનામ પ્રમાણે કામ સદા, અંગે આળસ નહિ આણ કદા,
કર તારી સૌ ફરજ અદા. ઓ મહેતાજી૦
પહેલાં આવે તારી પાસે, અધ્યયન કરે છે ઉલ્લાસે,
તું રંગ દઇશ તેવાં થાસે. ઓ મહેતાજી૦
આ કાળે જે જે વહેમ વસે, તેની તું તપાસ કર અતિશે,
કર ખંડન તોજ ખરાબી ખસે. ઓ મહેતાજી૦

અવકાશે વાત વિનોદ કરી, તાદૃશ્ય ચિતાર ખરો ચિતરી,
કર બોધ બધા સંદેહ હરિ. ઓ મહેતાજી૦
ખુલ્લુ કર ભટનું ભોપાળું, સમજાવી જોષીનું જાળું,
દે ડાકણ પ્રેત મુખે તાળુ. ઓ મહેતાજી૦
શીખવજે મરણ પરણ રીતિ, વળી જ્ઞાન ખગોળે મન જીતી,
અળસાવ તુ ભ્રાંતિમય ભીતિ. ઓ મહેતાજી૦
વંચાવ પાઠ ફરી વિધવાનો, કહે બાળ લગ્નનાં નુકસાનો,
પુલણજીમાં દ્વિજનાં હાનો. ઓ મહેતાજી૦
દરશાવ તું દુઃખદાયક દહાડા, કન્યાને દુઃખ કુળના ખાડા,
નીંદીને નાતતણા વાડા. ઓ મહેતાજી૦
જાદુ ને જુઠું દેખાડી, ને મંત્ર તંત્ર ખોટા પાડી,
મૂક માતા મેલડી ને કાઢી. ઓ મહેતાજી૦
શીખવ સુનીતિ ને નમ્રપણું, દે જ્ઞાન ખરૂં જગદીશ તણું,
આંખેથી ભ્રમનું કાઢ કણું. ઓ મહેતાજી૦
જે વહેમ હરણ પાઠો આવે, તે ફરી ફરી વંચાવજે ભાવે,
દે હિત શિક્ષા તું એ દાવે. ઓ મહેતાજી૦
જો અર્ધ ભણ્યા આ કાળ બને, લજવાવે છે તે કેળવણીને,
તે સર્વ વાતે શરમ તુજને. ઓ મહેતાજી૦
શુકન જન્મોતરી જોષ જુએ, ભૂત પ્રેત માનીને માન ખૂએ,
મિષ્ટાન્ન જમે છે મનુષ્ય મુએ. ઓ મહેતાજી૦
પંડે રાખે આખડી બાધા, ત્યાં શિષ્ય સુધરવાના વાંધા,
સંધાય ન સહજ પછી સાંધા. ઓ મહેતાજી૦
નથી ગરજ અમારે કંઈ તારી, નથી શાબાશી લેવા ધારી,
જોડી કવિતા ખરૂં કહીશું દહાડી. ઓ મહેતાજી૦
મીઠું બોલી નથી ચોપડવું, તેમ ગાળો દઈને નથી લડવું,
આ ઉપદેશી ઔષધ કડવું. ઓ મહેતાજી૦
ખરૂં વલ્લભદાસ વણીક વદે, ફોકટ ફુલાયા ઉચ્ચ પદે,
હવે કાળ કઠણ સરશે ન મદે. ઓ મહેતાજી૦

---

## ભજન ૩૪

### સનાતન ધર્મ

સનાતન પંથ ચુકાયો રે, અધર્મને ધર્મ મનાયો રે. ટેક

શુદ્ધિ ને બુદ્ધિનું દાતા જે કહાવે, આયુ દાતા અપાર,
તેજ ને કાન્તિનું દત્ત બ્રહ્મચર્ય, જીંદગીનો આધાર,
મૂળેથી પાયો ખવાયો રે. સનાતન૦
બ્રાહ્મણ ક્ષત્રિને વૈશ્યોના પુત્રો, લઇ ઉપવિત સંસ્કાર,
જઇ ગુરૂકુળે અભ્યાસ કરતાં, રૂડો રાખી વિચાર,
જમાનો તે બદલાયો રે. સનાતન૦
સંસ્કારનું આજે નામ ધરીને, નાટક તેનું કરાય,
કાકા મામા ને સંબંધી વડવા, બડવાને ઘેર લઇ જાય,
ખરેખર ઢોંગ મચાયો રે, સનાતન૦
જે બ્રહ્મચારી કમીમાં કમી, વર્ષ પચીસ નીરધાર,
વ્યાકરણ વેદને ઉપાંગ સર્વે, યોગવિદ્યા જાણનાર,
નિરક્ષર તેજ ગણાયો રે. સનાતન૦
બાર વર્ષે આજ બાળાનો સ્વામી, લઇ બેઠો વ્યવહાર,
પઠન પાઠન પાતાળે પેઠાં, પ્રેમદામાં જોડાયો પ્યાર,
પંદરે પિતા કહેવાયો રે સનાતન૦
જે બ્રહ્મચર્યથી શંકર સ્વામી, ધર્મ ધુરંધર ધીર,
ભિષ્મપિતામહ હનુમંતાદિ, કેવા હતા રણધીર,
તેઓનાં નામ લજાવ્યાં રે. સનાતન૦
તે મંહાવ્રતના નષ્ટ થવાથી, ભ્રષ્ટ થતાં નરનાર,
રોગી ભોગીને અલ્પાયુષિ, કલેશી જેનો પરિવાર,
જન્મારો દુઃખે ઘેરાયો રે. સનાતન૦
જે બ્રહ્મચારી ધૃતિ ક્ષમાને, દમાદિ ગુણ ભંડાર,
વિજ્ઞાન સાયન્સમાં પરિપૂર્ણ, તત્વ વિદ્યા જાણનાર,
જ્ઞાનનો પંથ તજાયો રે. સનાતન૦

સાયન્સને બદલે સ્વાર્થ વધ્યો ને, વિજ્ઞાન બદલે વહેમ,
તત્વનું કેન્દ્ર ટકામાં રહ્યું છે, કાશીમાંહે શિવ જેમ,
તૃણાએ જાય તણાયો રે. સનાતન૦
જે મહાવીર્યના રક્ષણ થકી, લક્ષણવંતો સમાજ,
ઉન્નતિના રમ્ય દ્વારે વિરાજી, કરતો સાર્વભૌમ રાજ,
દરિદ્રિ તેજ કહેવાયો રે. સનાતન૦
અધોગતિને આજ પામ્યા છે, આર્ય તણા કુમાર,
આહાર નિદ્રા ભય ને મૈથુન, રાજ્ય સત્તામાં ચાર,
પશુવત જિંદગી પાયો રે. સનાતન૦
જે ગૃહસ્થાશ્રમ વિષે દંપત્તિ, સંપતિ સંતતિવાન,
અભેદના અનુભવથી લેતાં, પ્રણયરસનું પાન,
ભેદ ભાવ આજે મનાયો રે. સનાતન૦
ઝેર ને વેર પતિ પત્નીમાં, આજ વધ્યાં ભરપુર,
સંપત્તિ બદલે વિપત્તિ વધી, પ્રપંચ માહે પુર,
હમેશાં ઝગડો મચાવ્યો રે. સનાતન૦
પ્રભાત કાળે પવિત્ર બનીને, દેવ દેવીઓ નિત્ય,
સંધ્યા હવન હમેશાં કરતાં, નિર્મળ રાખી ચિત્ત,
કર્મકાંડ આજે તજાયો રે. સનાતન૦
સંધ્યાનું સાધન જુઓ તપાસી, આરસી કાંસકી માંય,
ચા કોફીની ચમચે આહુતી, આપે છે મુખની માંય,
કર્મ કાંડ તેને મનાયો રે. સનાતન૦
બાળપણે માતાઓ દેતી, બાળકને બહુ જ્ઞાન,
નીતિ ને ધર્મનું શિક્ષણ આપી, ઉછેરતી સંતાન,
તેનો સંસ્કાર ભૂલાયો રે. સનાતન૦
સંસારમાં જે સમજે નહિને, નથી પોતાનું ભાન,
લઘુ વયમાં લગ્નને કાજે, એવાંની જોડે જાન,
અલ્પ આયુષિ બનાયો રે. સનાતન૦
રૂપ વિદ્યાને વિનય યુક્ત, લક્ષણવંતો કોઇ,
ધીર શીલવાળા યોગ્ય વરને, કન્યા દેતા જોઈ,

રિવાજ તે બદલાયો રે. સનાતન૦

વિદ્યા અને વય ને ઠેકાણે, વિત્તની પરીક્ષા થાય,
પૈસાનાં પોટલાં પોતે બાંધીને, મડે મીંઢળ બંધાય,
લઘુવયે રંડાપો આયો રે. સનાતન૦

અંધ અપંગ અને અનાથ શાળા, સાહિત્ય સત્કાર માંય,
ધર્મશાળા અને ગાયોની શાળા, દરદીની શાળા જ્યાંય,
પૈસો નહિ ત્યાંય અપાયો રે. સનાતન૦

નાટક ચેટક ભાંડ ભવાઇ, હોટલ બોટલ માંય,
તેલ ફૂલેલને વ્યસન વૈશ્યા, જુઠા જુગારની માંય,
વિત્તનો વય કરાયો રે. સનાતન૦

અનાયાસે કોઇ અતિથિ, આવીને ઉભો દ્વાર,
મગરૂરીમાં જવાબ આપે, ટાઇમ નથી લગાર,
સત્કાર તેનો તજાયો રે. સનાતન૦

ભૂખના દુઃખનું દર્દ આજે, આવી માંડે ફરીઆદ,
ટળવળતાને ભિક્ષામાં દે છે, ગાળોનો વરસાદ,
ધર્મને નામે ધોવાયો રે. સનાતન૦

જે વનિતા વડીલોથી રહેતી, વિવેક વર્તન ધાર,
વદન ખુલ્લે મર્યાદાથી, આજ્ઞા પાલન હાર,
મારગ આ જાય મૂકાયો રે. સનાતન૦

નિર્લજ્જ મુખડું વામાનું આજે, વસ્ત્ર વડે ઢંકાય,
નીતિ રીતિના શબ્દો કહેતાં, ઘુમટાળી ઘુરકી ધાય,
અપમાન જાય કરાયો રે. સનાતન૦

નારી કે નરનાં દૈવ ઇચ્છાથી, દેહાન્ત જ્યારે થાય,
સંસ્કાર સારી રીતે કરાવી, દહનક્રિયા કરાય,
સંસ્કાર તે પલટાયો રે. સનાતન૦

સંસ્કારમાં આજે રડવું કુટવું, કાણુને મોંકાણ થાય,
સગાં સંબંધીને નાતિલાં જાતિલાં, મિષ્ટાન્ન ઉપર ધાય,
ચકાચક જાય ઉડાયો રે. સનાતન૦

માત ને તાતની સેવા સારી, અન્ન ને જળથી થાય,
કાયિક વાચિક, માનસિક રીતે, પિતૃ તૃપ્ત કરાય,
ઉંધો પંથ આજે ચલાયો રે. સનાતન૦
જીવિત માત પિતાની આજે, સંભાળ કંઇ નહિ થાય,
મુઆ પછી તર્પણ માટે, શ્રદ્ધાથી શ્રાદ્ધ કરાય,
મિથ્યા નીરને વલોવાયો રે. સનાતન૦
આવાં કારણોથી અનેક રીતે, પ્રજા થઇ પાયમાલ,
સાચી વાતો ધ્યાનમાં લઇને, સુધારો સઘળા ચાલ,
થવાને દેશ સવાયો રે. સનાતન૦

---

## ભજન ૩૫

### એક પત્નીવ્રત

એક પત્ની વ્રત પાન, કરો નર એક પત્ની વ્રત પાન;
સતિને પતિ તેમ તમારૂં, પત્ની વ્રતે કલ્યાણ. ટેક.
તમે ચાહો કે નારી અમારી, હો ભલા સીતા સમાન;
ઉદાહરણ રૂપ રામ બનો ભાઇ, સાચા આર્ય સંતાન. કરો૦
કોલ એક બીજાનો તોડે, તે નર પશુ હેવાન;
પાણી ગ્રહણ સમયે કરેલી, પ્રતિજ્ઞા ઉરમાં આણ. કરો૦
શંકા પડતાં લાલ પીળા થઇ, સ્ત્રીના હરે નર પ્રાણ;
નર જો પરઘર ખર થાયે તો, સ્ત્રી કેમ ન લે નર જાન. કરો૦
મા બેન પુત્રીનું સુણતાં, શા ચમકાવે કાન;
પોતે હોય ખુદ સતી હરનારા, રાવણ સમ સેતાન. કરો૦
પતિ પત્ની વ્રતનાં ઉત્તમ ચરિત્રે, થાય શ્રેષ્ઠ સંતાન;
શુદ્ધ સ્ફાટિક બિંબ સૂર્યનું, દર્શાય શોભાયમાન. કરો૦
જે નરતણા માતપિતાના, વીર્ય અનીતિવાન;
તેના સુત ભાઈ ધર્મ ચૂકીને, થશે વિષયના શ્વાન. કરો૦

---

## ભજન ૩૬

### ભિખ માગના બ્રાહ્મણને

બ્રાહ્મણ ભટ્ટા, નિત્ય લાડુનું, ગાડુ હવે નહિ ચાલશે,
ભિક્ષાવૃત્તિ, ભુંડામાં ભુંડી ગણી ધંધો ઝાલજે.
તું માગી ખાય ચપટી ચપટી, તને લાજ નથી પડતાંજ લટી,
તારૂં ડહાપણ રાખ હવે કપટી. બ્રાહ્મણ૦
મર મોત બનેલું બહુ ખોટું, પણ તું ન ગણે મોટું છોટું,
તારૂં તો ચિત્ત લાડુમાં ચોંટયું. બ્રાહ્મણ૦
તુ લોહી કોળીઆ મુખ ભરે, નહિ અંતકાળ લાડુથી ડરે,
તને કેમ શિખામણ અસર કરે. બ્રાહ્મણ૦
તન તારૂં હરામ થએલું છે, વળી મન વિદ્યા વણ મેલું છે,
તને સમજાવ્યાનુ ન સહેલું છે. બ્રાહ્મણ૦
તુજ દાઢ ગળ્યામાં સળકી છે, તેથી તેમાં પ્રીતિ વળગી છે,
પણ નીતિથી એ અળગી છે. બ્રાહ્મણ૦
બહુ દિન ધૂતી ખાધું પીધું, કહી સ્વસ્તિ પ્રસન્ન સીધું લીધું,
હવે બસકર બહુ સારૂં કીધું. બ્રાહ્મણ૦
તને હાથ પગો પ્રભુએ આપ્યા, નથી ભાગી પડયા નથી રે કાપ્યા,
નથી મોટા કરી તમને થાપ્યા. બ્રાહ્મણ૦
નથી લાભ તને પણ ભિક્ષાથી, શ્રીમંત ન કોઇ થયો આથી,
ગરીબાઇ સદા થઇ છે સાથી. બ્રાહ્મણ૦
બહુ પ્રજા વધી પડી વિપ્ર તણી, સૌએ ગ્રહી ગુરુ પદવી કરણી,
એથી અડચણ એમાં આવી ઘણી. બ્રાહ્મણ૦
ચંડાળતણો ધંધો સારો, પણ તેથી ભુંડો છે તારો,
ઉપદેશ વિચારી જો મારો. બ્રાહ્મણ૦
જુજ યજમાનો ને ગોર ઘણા, પણ ઉદ્યમ ન કરે સર્વ જણા,
તેથી રંકપણામાં રહી ન મણા. બ્રાહ્મણ૦
મહારાજ પડયું છે નામ હવે, તે કેવળ બ્રાહ્મણ મૂર્ખ થએ,
જાણે આ૦યા અવતાર નવે. બ્રાહ્મણ૦

વિદ્યા છે તારી કૂળ દેવી, તે સમય પ્રમાણે તું સેવી,
મેળવ પદવી પંડિત જેવી. બ્રાહ્મણ૦
તું પૂર્વજને જો સંભાળી, ઋષિવર વિદ્વાન હતા ભારી,
સર મૂઢ પેટ પાળી મારી. બ્રાહ્મણ૦
તેં નામ બોળ્યું બ્રાહ્મણ કેરૂં, તું થયો કાંકરો મટી મેરૂં,
કીધા આળસુ બ્રહ્મને ભેરૂ. બ્રાહ્મણ૦
બ્રહ્મત્વ તણો તુજને ફાંકો, બળી મરતો થા ભણીને બાંકો,
નહિ વલ્લભ વાળ થાએ વાંકો. બ્રાહ્મણ૦

---

### ભજન ૩૭

#### સ્ત્રીઓનું નિત્ય કર્તવ્ય

બેનો, નીતિની શિખામણ સ્નેહે પાળજો રે.
ભારત કુળનું ભાવે મનમાં રાખી માન.
પ્રીતે શાણી બેનો, ધર્મ પ્રમાણે ચાલજો રે. ટેક
સાખી–વેદધર્મ છે આપણો, સૌથી શ્રેષ્ઠ અપાર,
તે નિર્મળ ચારુ પથે, સદા થજો તૈયાર.
નિત્ય પ્રભાતે નિદ્રા ત્યાગી વહેલાં ઉઠવું રે,
સ્નાન કરીને કરવું નિત્ય કર્મ આરંભ. પ્રીતે૦
સાખી–એકાંતે બેસી કરો, સંધ્યા સાંજ સવાર,
સંભાળો શાંતિ ધરી, પ્રભુતણા ઉપકાર.
ધીરે પ્રાણાયામથી નિર્મળ વાયુ મેળવો રે,
જેથી તન મન આત્મા અતિ પવિત્રજ થાય. પ્રીતે૦
સાખી–સંધ્યા પૂર્ણ થયા પછી, નિજ મંદિર મોઝાર,
પૂજ્ય પતિ સાથે રહી, યજ્ઞ કરો બે વાર.
મંગળ મંત્રો બેની મધુર કંઠે બોલતાં રે,
સ્વાહા સાથે દો આહુતી અગ્નિ માંહ્ય. પ્રીતે૦

સાખી–હોય અતિથિ કોઇ એ, સુલક્ષણો વિદ્વાન,
નિત્ય જમાડો નેહથી, ધરો તેહ શું ધ્યાન.
સાસુ સસરા જીવતા પિતૃની સેવા કરો રે,
બીજાં અબોલ પ્રાણીને સાચવજો સાથ. પ્રીતે૦
સાખી–સત્યધર્મ લેખી હૃદે, કરવાં કાર્ય તમામ,
દંભ નહિ દેખાડવો, તેજ સતીનું નામ.
બીજી બેનોને પણ વેદ વિષયમાં વાળજો રે,
મીઠાં મીઠાં વચને સમજાવી સુખ સાર. પ્રીતે૦

---

## ભજન ૩૮

### અમારા દેશમાં સંતાનો

હમારે દેશમેં જી, કૈસે કૈસે બાળક જન્મે,
સત્સંગી ઇશ્વર વિશ્વાસી, બ્રહ્મચારી ગુણવાન,
પેદા હોતે થે યહાં જબ, હોતાથા વૈદિક ગર્ભાધાન. હમારે૦
દેખો ભરતકી કીતની ઉમરથી, જીસને છોડયા રાજ,
ગદ્દી કે વારસ હમ નહિ, હૈ રામચંદ્ર મહારાજ. હમારે૦
કંસરાયકો માર ગિરાયા, શ્રી કૃષ્ણ ભગવાન,
ઉગ્રસેનકો ગદ્દી દેકર, આપ ભયે પ્રધાન. હમારે૦
એકવેદી દ્વિવેદી ત્રિવેદી, ચતુર્વેદી કહલાવે,
જીન બચ્ચોંકો લઇ ગોદમેં, માતા આપ પઢાવે. હમારે૦
દ્વાદશ વર્ષકા હકીકત લડકા, ધર્મે હુઆ કુરબાન,
દિવાલો મેં ચુને ગએ, બહાદુર ગુરુ સંતાન, હમારે૦

---

## ભજન ૩૯

### મહર્ષિ મહિમા

રાગ-કમલી વાલેને

વેદોંકા ડંકા આલમમેં, બજવા દીયા ઋષિ દયાનંદને,
હર જગહ ઓમ્‌કા ઝંડા ફીર, ફેહરા દીયા ઋષિ દયાનંદને.
અજ્ઞાન અવિદ્યાકી હરસુ, ઘનઘોર ઘટાયેં છાઇથી,
કર નષ્ટ ઉન્હે જગમેં પ્રકાશ, ફેલા દીયા ઋષિ દયાનંદને.
સરપર તુફાન બલ્લાકા થા, નજરોં સે દૂર કિનારા થા,
બન કર મલ્લાહ કિનારે પર, પહુંચા દીયા ઋષિ દયાનંદને.
ઘુસ ગયે લુટેરે ઘરમેં થે, સબ માલ લૂટ કર લે જાતે,
સંદશુક હાથ સોતોંકો પકડ, બીઠલા દીયા ઋષિ દયાનંદને.
મક્કારી દગા ફરેબોંસે, જો માલ મુફ્તકા ખાતે થે,
સબ પોલ ખોલ કર દિલ ઉનકા, દહલા દીયા ઋષિ દયાનંદને.
ઉડ ગયે હોશ મતવાલોંકે, મૈદાન છોડ કર રફુ હુવે,
હથિયાર તર્કકા નિકાલ જબ, ચમકા દીયા ઋષિ દયાનંદને.
કબ્રોમેં સરકો પટકતે થે, કઇ દેહરો હરમમેં ભટકતે થે,
દે જ્ઞાન ઉન્હે મૂક્તિકા માર્ગ, દિખલા દીયા ઋષિ દયાનંદને.
કરતેથે હંમેશાં ચીખ ચીખ, તૌહિત વેદ અકદસકી જો,
સર ઉનકા વેદોંકે આગે, ઝુકવા દીયા ઋષિ દયાનંદને.
સબ છોડ ચુકે થે ધર્મ કર્મ, ગૌરવ ગુમાન ઋષિ મુનીઓંકા,
ફીર સંધ્યા હવન યજ્ઞ કરના, શીખલા દીયા ઋષિ દયાનંદને.
વિદ્યાલય ગુરુકુળ ખુલવાયે, કાયમ હરજગહ સમાજ કીયે,
આદર્શ પુરાતન શિક્ષાકા, બતલા દીયા ઋષિ દયાનંદને.
બલિદાન કીયા બલી વેદી પર, જીવન પ્રકાશ હંસતે હંસતે,
સચ્ચે રહબર બનકર સબકો, ચેતા દીયા ઋષિ દયાનંદને.

## ભજન ૪૦

### કાયર નરો નહિ જણવા માટે જનેતાને ઉપદેશ

જનેતા કાયર નર શું જણે, તને ઠપકો દઉં ક્ષણે ક્ષણે. (ટેક)

રાજી થા તું રમતો દેખી, દીકરાને આંગણે,
નાનકડો નિર્માલ્ય હોય તો ઢાંકી મેલ ઢાંકણે. જનેતા૦
પંડે થઇ બહુ બહાદુર બંકો, બંધ બધાના હણે,
કુખ વખાણ કરાવે વેગે, દુનીઆમાં ડહાપણે જનેતા૦
એવા જગ હિતેચ્છુ જણતાં, બહુ કીર્તિ બારણે,
લાવો લેજે લક્ષ વસા તું, પોઢાડી પારણે. જનેતા૦
બકરી જેવા બીકણ બાયલા, બેસી રહે ઘર ખૂણે,
કારણ વણ કાયામાં કંપે, શિખામણ નવ સૂણે. જનેતા૦
પટકારામાં પડે મુતરી, ઝટ અગીઆરા ગણે,
રાજકુમાર શુદ્ધાં રોતલ તે, ઉભા રહે શું રણે. જનેતા૦
દુનીઆને દુઃખદાયક દીકરા, ઘણા જણ્યા ડાકણે,
જેથી કરીને આવી દશામાં, આવી ગયા આપણે. જનેતા૦
કુખ વગોવે તારી વિશ્વમાં, ભુંડાં કર્મ કારણે,
તે કરતાં તો ભલી વાંઝણી, કાંઇ ન સંભારણે. જનેતા૦
વહેમ લાકડાં ખોશી ઘાલ્યાં, કવિ પંડિત પાપણે,
દેશ દાઝ બગડી નાખી, બાંધી બંધ બ્રાહ્મણે. જનેતા૦
મેણાં ખાય નીચું કરી માથું, છાતીમાં છણ છણે,
લાજ જોઇને લાડુ ભટ્ટે, બાંધ્યા સ્વાર્થે બાંધણે. જનેતા૦
દુખીઆનાં દુઃખ દળી નાખવા, ખોટી રીતો ખણે,
આશિષ આપી આનંદાશ્રુ, આણ ભલે પાંપણે. જનેતા૦
ભાત ભાતની વિદ્યા હુન્નર, ભાવ ધરીને ભણે,
પૂર્ણ પ્રવિણ બનીને થાએ, પંડિતને પૂછણે. જનેતા૦
પંડ પરાક્રમથી લંકાનું, રાજ લીધું રાવણે,
ભીમ અર્જુનનું શૌર્ય ભયંકર, હાય ! રહ્યું ગાવણે. જનેતા૦

જાગે કોઇ માડીનો જાયો, હાથપહુ આ હણે,
વલ્લભદાસ વદે હું જાઉં, વાર વાર વારણે. જનેતા૦

---

### ભજન ૪૧

#### સત્સંગમાં આમંત્રણ

એકવાર આવોરે ગાંધીજી ગુણુઅલ ગરવા એ રાગ

એકવાર આવો રે સ્નેહેથી સત્સંગ કરવા, વેદના વિચારો ભરવા. ટેક.

ભારતમાં નવસો ને નવ્વાણું પંથ છે, તેના તે વિચાર કરવા. એકવાર.
સર્વે પંથોનું મૂળ વેદમાં ગણાય છે, ત્યારે વેદને વિસાર્યા શું કરવા એકવાર.
એકને ઉમેરતાં ત્રણ નવડાનો નાશ થાય, તેથી લાગ્યા સૌ ડરવા એકવાર.
જ્ઞાનનો સુરજ જ્યારે આથમ્યો આ દેશમાં, લાગ્યા પંથોના દિવા સૌ કરવા. ,,
દિવાની રોશનીમાં સુઝયું નહિ સાચું, તેથી લાગ્યા માંહોમાંહે લડવા. એકવાર.
વૈષ્ણવ કહે પ્રભુ વસે વૈકુંઠમાં, શૈવો કૈલાસે લાગ્યા પળવા. એકવાર.
વેદાંતીઓ તો પોતે બ્રહ્મ બની બેઠા, જૈનો સિદ્ધ શિલાએ લાગ્યા ફરવા. એકવાર.
સાતમા આકાશમાં એ અલ્લા બિરાજે, ઇશુ ચોથામાં લાગ્યો વિચરવા. એકવાર.
સર્વવ્યાપિ પ્રભુને માની આકાશમાં, લાગ્યા પાપોનું પ્રાયશ્ચિત કરવા. એકવાર.
કરેલાં પાપ નહિ પુણ્યથી નાસે, શીદ દોડો છો દેવને છેતરવા. એકવાર.
ઇશ્વરના નિયમોને પાળો સહુ પ્રીતથી, પછી બીજાની શું પરવા. એકવાર.
વેદનો સુરજ ઉગ્યો ઋષિ દયાનંદ, સુતેલા હિંદને જગવવા. એકવાર.
પંથોના દિવાનું તેજ પડયું ઝાંખું, તેથી લાગ્યા રડારોળ કરવા. એકવાર.
સમજુ જન તો સર્વે સમજ્યા, પેલા અજ્ઞાની લાગ્યા ડરવા. એકવાર.

---

### ભજન ૪૨

#### ભારત વર્ષનો ધાર્મિક ઇતિહાસ

ધર્મ તમે સમજો રે હો ધ્યાનથી, ધર્મના વિચાર કરો વેદના ઉપરથી. ટેક.

કાર્ય કોઇ આરંભ રે હો કરીએ, નિયમો તેના પહેલાં ચિત્તમાં ધરીએ,
તેવી રીતે વેદો રે હો બનીઆ, ઋષિઓની મારફતે જગતને જડીઆ. ધર્મ૦
સૃષ્ટિ જેણે પેદા રે હો કીધી, સૃષ્ટિના સુખ માટે વિદ્યા દીધી,
કુદરતને અનુકુળ છે હો એ તો, તેથી નથી થાતો તેનો કુજેતો. ધર્મ૦
પ્રજા બધી સમજે રે હો ધર્મો, તો તો છુટી જાય સઘળાં કર્મો,
અવળાં કામો રે હો છોડે, સાચા મારગ પર ચિત્તને જોડે. ધર્મ૦
પ્રજા પહેલાં ચાલતી રે હો ધર્મે, રામ, કૃષ્ણ જેવા પુત્રો થાતા તે કર્મે,
સ્ત્રીઓ સહુ ભણતી રે હો ભાવે, જેથી પુરુષોને સીધે મારગ ચલાવે. ધર્મ૦
ભારતનું નશીબ રે હો ફરીયું, જેથી યુદ્ધ મહાભારતનું મળીયું,
વેદોના જ્ઞાતા હો નાશ પામ્યા, તેથી દુષ્ટોના કાવા દાવા જામ્યા. ધર્મ૦
વામ માર્ગ નીકળ્યો રે હો જ્યારે, દેવોને ભોગ લાગ્યાં આપવા ત્યારે,
દારૂને માંસજ રે હો ભળીયાં, વેદને નામે સર્વે કર્મો આદરીઆં ધર્મ૦
બૌદ્ધ જૈન પંથો રે હો ચાલ્યા, અહિંસાના સર્વને ઉપદેશ આલ્યા,
વિદ્યા નહોતા ઝાઝી રે હો ભણીઆ, વેદ નહિ સમજ્યા તેથી વિરૂદ્ધ પડીઆ. ,,
વેદોની સત્તા રે હો તોડી, સમજ્યા વગર વાતો ગમે તેમ જોડી,
સર્વને વાળ્યા રે હો અવળા, હજુ સુધી નથી થાતા તે તો સવળા. ધર્મ૦
મૂર્તિ પૂજા ત્યાંથી રે હો ચાલી, ચેતનમાંથી વૃત્તિ જડમાં ઘાલી.
મનુષ્ય પૂજા ચાલી રે હો તહીંથી, ગુરુઓ થવાની રીત પેસી ગઇ અહીંથી. ,,
ગાડું અહીંથી ધાંચમાં રે હો પડીયું, ખરા જ્ઞાનનું એડું કાળ ચોઘડીયું,
જ્ઞાનની વાતો રે હો છોડી, એશ આરામમાં વૃત્તિ જોડી. ધર્મ૦
રામ નામ જપવા રે હો બેઠા, હોલામાંથી નીકળીને ચુલામાં પેઠા,
આળસુ બનીઆ રે હો ખાવા, રામ રામ કરતાં મળે મફતનું ખાવા. ધર્મ૦
વેપાર તો ચાલ્યો રે હો રૂડો, સૃષ્ટિના નિયમ માંહે મુક્યો પૂળો,
પાપ તેનું ભોગવો રે હો ભવમાં, વિદ્યા, બળ, ધર્મ, ધન લાગી ગયું દવમાં. ,,
શંકરે તોડી રે હો જાળો, ઓછો નથી આપ્યો એણે દેશને ફાળો,
સમય જોઇને રે હો સાધ્યું, તેથી ફરી પાછું જોર વેદોનું વાધ્યું. ધર્મ૦
બાકી કામ મૂક્યાં રે હો એણે, જીવશિવ એકતા કરી દીધી તેણે,
વેદાંતીઓ ઉપજ્યા રે હો ત્યાંથી, અદ્વૈતવાદ આવ્યો શંકરમાંથી. ધર્મ૦
દુનીઆના પંથો રે હો જાણો, બધા પંથોનું મૂળ વેદને પ્રમાણો,
પુરાણી, કુરાની, કિરાની હો જૈની, વાતો કરી કરી સહુ વેદના વિરુદ્ધની. ,,
ફાંટા સહુ નીકળ્યા રે હો જાણું, ચારમાંથી બન્યા નવસોને નવ્વાણું,

બૌદ્ધમાંથી ખ્રિસ્તિ રે હો આવ્યા, શંકરપાસેથી લઇ મુસ્લીમ ફાવ્યા. ધર્મ૦
દેશ દુઃખી થાનો રે હો દેખી, કારણ શોધ્યું તો મૂળ સડેલું પેખી,
સ્વામીજીએ અગડેલું હો કાપી, સાચી વિદ્યા ગુરૂકુળોમાં સ્થાપી. ધર્મ૦
વેદનો પ્રચાર રે હો કરવા, ગએલું નૂર પાછું હિંદમાં ભરવા,
ગુલામી તોડવા રે હો માની, દુઃખો સહેવામાં નથી કરી પાછી પા ની. ધર્મ૦
વેદોની આજ્ઞા રે હો પાળો, તૂટી જશે સૌ પાખંડીઓની જાળો,
ભૂખ દુઃખ જાશે રે હો નાશી, બુદ્ધિથી કામ કરો મળશે શાબાશી. ધર્મ૦

---

## ભજન ૪૩

### ઇશ્વર પ્રાપ્તિ માટે યોગનાં આઠ અંગો

સિદ્ધાંત સૂણો રે સિદ્ધાંત સૂણો, ઇશ્વરના રચીઆરે જે છે વેદમાં,
અઘરી ભાષા રે અઘરી ભાષા, તેથી નહિ સમજ્યા રે સઘળા ભેદમાં.
સૃષ્ટિ રચતા પહેલાં કીધા, ચાર ઋષિઓએ તે અંતરે લીધા,
સૌ ઋષિ મુનીઓને દઇ દીધા રે. સિદ્ધાંત૦
યમ નિયમ ને જે આસન છે, પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા જે,
ધ્યાન ધર્યા પછી તું સમાધિ લે રે. સિદ્ધાંત૦
આઠ અંગો જે યોગ માંહે રહ્યાં, ઇશ્વરને સમજવા મેં અહીંજ કહ્યાં,
સમજો તો ધન્ય દુઃખ માએ વહ્યાં રે. સિદ્ધાંત૦
સૌ પંથો સાતમાને વળગ્યા, પહેલા છોને મૂકયા અળગા,
તેથી આઠમામાં કોઇ નહિજ ગયા રે. સિદ્ધાંત૦
પહેલો સિદ્ધાંત હિંસા નવ કરવી, મન વચન કર્મે અહિંસા ભરવી,
સમજો તો પછી શીદ કુમતી ધરવી રે. સિદ્ધાંત૦
બીજો સિદ્ધાંત સત્ય સૌ જાણે છે, છતાં પાખંડનો પક્ષ તાણે છે,
અસત્ય છોડો તો વેદ પ્રમાણે છે રે. સિદ્ધાંત૦
ત્રીજો સિદ્ધાંત ચોરી નવ કરતા, હરામથી હોજરી નવ ભરતા,
મહેનતનું મેળવતાં તમે નથી ડરતા રે. સિદ્ધાંત૦

ચોથો સિદ્ધાંત બ્રહ્મચર્યજ ભારે, પણ પછી બધાં વેદધર્મને પાળે,
પણ મનુ ચો નહિ કાંઇ સંભાળે રે. સિદ્ધાંત૦
પાંચમો સિદ્ધાંત હઠને છોડી દો, પક્ષપાત તજી સત્ય વાત વદો,
મનુષ્ય દેહ મળ્યાનું સાર્થક લો રે. સિદ્ધાંત૦
આ પાંચ સિદ્ધાંતજ યમ તણા, બીજા પાંચ સુણો નિયમતણા,
બધા પાળો તો કાંઇ નવ રહે મણા રે. સિદ્ધાંત૦
પહેલો નિયમ તે શૌચ જ છે, શરીર મન બુદ્ધિથી પવિત્રજ રહે,
જ્ઞાન મેળવી બધી વાતો સત્ય જ કહે રે. સિદ્ધાંત૦
બીજો નિયમ સંતોષ ગણો, છોડી નસીબ કરો પુરુષાર્થ ઘણો,
છતાં ફળ ના મળે તો દોષ કર્મ તણો રે. સિદ્ધાંત૦
ત્રીજો નિયમ તપને હું જાણું, સેવા કરતાં કષ્ટ નવ મન આણું,
કરવા ઉદ્ધાર તળીલાં સૌ તાણું રે. સિદ્ધાંત૦
ચોથો નિયમ સ્વાધ્યાય છે વેદે, સંસ્કૃત ભણી સમજવા સૌ ભેદે,
દેશ દુર્બળતા સૌ શાસ્ત્ર છેદે રે. સિદ્ધાંત૦
નિયમ પાંચમો ઇશ્વરપર શ્રદ્ધા, જે ખોઇ બેઠા છે સૌ ગદ્ધા,
ઇશ્વર અર્પણ કર કાર્ય બધાં રે. સિદ્ધાંત૦
ઉપરના નિયમો જો પાળો, દેશમાં નવ રોગ દુકાળ ભાળો,
અવળે જતો દેશ સીધો વાળો રે. સિદ્ધાંત૦
પછી તો ક્રિયા રહી કરવાની, આસનથી સમાધી ધરવાની,
પ્રાણાયામથી મનમાં શાંતિ ભરવાની રે. સિદ્ધાંત૦
પ્રત્યાહાર તે મનને વશ કરવું, ધારણાથી ચિત્ત ઇશ્વરમાં ધરવું,
પછી ધ્યાનમાં મન આનંદથી ભરવું રે. સિદ્ધાંત૦
કલ્પનાઓ શાંત જ્યારે થાય બધી, છેલ્લી ભૂમિકાનું નામ તે સમાધી,
મટે આધિ, વ્યાધિ, ને ઉપાધિ રે. સિદ્ધાંત૦
સત્ય વાત સુણીને સહુ ભડકે, તેથી પાખંડીઓ ના વેદને અડકે,
જુઠું વેદના નામે પાખંડ ખડકે રે. સિદ્ધાંત૦
માટે સર્વે સમજીને ચાલો, સાચો મારગ સમજી વેદને ઝાલો,
પાખંડીઓને નહિ માન આલો રે. સિદ્ધાંત૦

---

### ભજન ૪૪

### આરતી

જય જગદીશ હરે; પિતા જય જગદીશ હરે. (૨)
ભક્ત જનોંકે સંકટ, (૨) ક્ષણમેં દૂર કરે. ઓં જય૦
જો ધ્યાવે ફલ પાવે, દુઃખ વિનશે મનકા, (૨)
સુખ સંપત્તિ ઘર આવે, (૨) કષ્ટ મીટે તનકા. ઓં જય૦
માતપિતા તુમ મેરે, શરણ ગ્રહું કિસકી, (૨)
તુમબિન ઔર ન કોઈ, (૨) આશ કરૂં કિસકી. ઓં જય૦
તુમ પુરણ પરમાત્મા, તુમ અંતર્યામી, (૨)
પરબ્રહ્મ પરમેશ્વર, (૨) તુમ સબકે સ્વામી. ઓં જય૦
તુમ કરૂણા કે સાગર, તુમ પાલન કર્તા, (૨)
દીન દયાળ કૃપાળુ. (૨) કૃપા કરો ભર્તા. ઓં જય૦
તુમહો એક અગોચર, સબકે પ્રાણપતિ, (૨)
શુદ્ધ કરો મમ હૃદય કો, (૨) ધર્મમેં હોવે ગતિ. ઓં જય૦
દીન બંધુ દુઃખ હર્તા, તુમ રક્ષક મેરે, (૨)
અપને હસ્ત બઢાઓ, (૨) દ્વાર ખડા તેરે. ઓં જય
વિષય વિકાર મીટાઓ, કષ્ટ હરો દેવા. (૨)
શ્રદ્ધા ભકિત બઢાઓ, (૨) સંતનકી સેવા. ઓં જય૦



ઓ૩મ

# ચરોતર પ્રદેશ આર્ય સમાજ

## પુસ્તક વિભાગ

આ સમાજે પુસ્તક વિક્રય કાર્યાલય ખોલી ખાસ તે વિભાગ જુદોજ રાખ્યો છે. અહીં આર્ય સિદ્ધાંતોનાં સર્વ ગુજરાતી તથા હિંદી પુસ્તકો વેચાય છે. શતાબ્દિ સંસ્કરણ બંને ભાગ, પણ અહીંજ મળશે તે સિવાય અજમેર વૈદિક યંત્રાલયમાં છપાએલાં તમામ પુસ્તકો, તથા કલકત્તાવાળા ગોવિંદરામ હાંસાનંદનાં સર્વ પુસ્તકો તથા વેદમંત્રોનાં બોર્ડ અને આસન વગેરેના ફોટા તેમજ દયાનંદ ચિત્રાવલી, જેની અંદર સ્વામીજીના જીવન સંબંધીનો સર્વચિત્રો તથા આર્ય રાજા મહારાજા તથા વિદ્વાન સંન્યાસીઓ, સમાજોના કાર્યકર્તાઓ તથા દેશના મહાન આર્ય પુરુષોનાં ચિત્રો, અને આર્ય સમાજના સંગઠન સંબંધી ટુંકો ઇતિહાસ, સ્વામી શ્રી વિરજાનંદજીનું તથા મહર્ષિ દયાનંદનું ટુંકું જીવન ચરિત્ર વગેરે સાહિત્ય આપવામાં આવેલું છે.

સ્વાધ્યાય મંડળ ઔંધના પંડિત સાતવલેકરનાં તમામ પુસ્તકો, નાના મોટા હવન કુંડો, હવન સામગ્રી વગેરે આર્ય સાહિત્ય ચરોતરના સર્વ આર્ય ભાઇઓની સગવડની ખાતર અહીં રાખવામાં આવ્યું છે. આશા છે કે ચરોતરના સર્વ સુરી ભાઇઓ આ પુસ્તકાલયનો લાભ ઉઠાવશે. ભક્તિ દર્પણ ખલાસ થઇ જવા આવ્યાં છે. જરૂર હોય તેમણે સવેળા મંગાવી લેવાં.

લિ. ભવદીય

મણિલાલ ભોગીલાલ ઘડીઆળી.

પસ્તકાધ્યક્ષ.

# ચરોતરપ્રદેશ આર્યસમાજના

## નિયમ

૧ સર્વ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે તે સર્વનું આદિમૂળ પરમેશ્વર છે.

૨ ઈશ્વર સચ્ચિદાનંદસ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન્, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે. તેનીજ ઉપાસના કરવી યોગ્ય છે.

૩ વેદ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદનું ભણવું ભણાવવું અને સાંભળવું સંભળાવવું એ તમામ આર્યોનો પરમ ધર્મ છે.

૪ સત્ય ગ્રહણ કરવામાં અને અસત્યને છોડવામાં સદા તૈયાર રહેવું જોઈએ.

૫ સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઈએ.

૬ સંસારનો ઉપકાર કરવો એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે. અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી.

૭ સર્વની સાથે પ્રીતીપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઈએ.

૮ અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઈએ.

૯ દરેક આર્યે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઈએ પરંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઈએ

૧૦ સઘળા મનુષ્યોએ સામાજીક સર્વહિતકારી નિયમ પાળવા પરતંત્ર રહેવું જોઈએ, અને પોતપોતાના હિતકારી નિયમમાં જ સ્વતંત્ર રહેવું જોઈએ.